# નિવેદન.

હિમાલયના દિવ્ય પ્રદેશમાં સારી પેઠે પર્યટન, અવલોકન કર્યા પછી શ્રી બદ્રીનાથ ધામમાં ૩૦ દિવસ સુધી રહેવાનું બન્યું એ અરસામાં એ પવિત્ર ભૂમિને અનુસરતા કેટલાક વિચાર સ્ફુર્યા. જે જે વિચાર સ્ફુર્યા તે તે વિચારને 'આત્મોત્કર્ષ', 'હિમાલયની યાત્રા' તથા 'નારાયણ નીતિ અથવા અનુભવના ઉદ્‌ગાર' રૂપે નિબંધાકારમાં લખી રાખ્યા હતા. એ ત્રણેય નિબંધોને એકત્ર કરી 'હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ' નામથી આજે પ્રગટ કરવામાં આવે છે. આ નિબંધો, હિમાલયથી ઘેર આવ્યા બાદ એટલે સં. ૧૯૭૩ ના આસો માસમાં એકત્રપણે તથા છૂટક છૂટક પ્રસિદ્ધ કરવા ધારણા રાખી હતી પરંતુ મારે તત્કાળ પ્રવાસે નીકળવાનું થતાં અને અદ્યાપી પર્યંત ચાલુ હોવાથી છપાવતા વિલંબ થયો છે.

આ પુસ્તકમાં હિમાલયની યાત્રાનો વૃત્તાંત, હિંદુ ધર્માનુસાર મનુષ્ય પ્રાણીની ઉન્નતિના પ્રકારો અને ભિન્ન ભિન્ન સ્થળે પ્રવાસ તથા પ્રવૃત્તિ કરતા થયેલ અનુભવને સ્વરૂપ વાક્યોમાં દર્શાવેલ છે તે વાચકવર્ગને કેવા અને કેટલા ઉપયોગી તથા રસિક થઈ પડશે તે જાતે લખવું ઉચિત નથી. વાંચવા વિચારવાથી સ્વયં જણાશે.

નકલો શુદ્ધ અક્ષરે શાહીથી લખવામાં
…સે તથા ભાઈ દેવજી કાનજીએ
…નું સ્મરણ કરું છું.

…ગાણી.

હરિ ૐ તત્સત્

નારાયણ ગ્રંથમાળા — પુષ્પ ૭ મું

# હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ.

અથવા

## આત્મોત્કર્ષ, હિમાલયની યાત્રા અને નારાયણ નીતિ.


લેખક અને પ્રકાશક,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

ચાઇના બીલ્ડીંગ—ભીંડીબજાર, મુંબઇ.



પ્રથમ આવૃત્તિ — પ્રત ૫૦૦

સંવત ૧૯૭૯ — સને ૧૯૨૩.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું

ઠે. પાંચકુવા ચારરસ્તા—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦-૧૨-૦

# અનુક્રમણિકા.





---



---

# અર્પણ.

પ્રજાવત્સલ શ્રીમાન્ મોરબી ઠાકોર સાહેબ

શ્રીલખધીરજી બહાદુર,

આપ નામદાર રાજ્યારોહણ થયા પછી અતિ અલ્પ સમયમાંજ એક સુજ્ઞ નરેશને શોભે તેમ આપે શુદ્ધ ચારિત્ર સાથે ધર્મભાવ રાખી પ્રજાજનોને પુત્રવત્ સમજી તેનાપરના નાનામોટા અનેક કરના બોજા ઓછા કરી-કાઢી નાખી પ્રજાની પ્રગતિ થાય તેવી ઉદાર સહાયતા શિક્ષણ સંસ્થાઓને, અનાથાશ્રમોને, ગૌશાળાઓને તથા દેવમંદિરોને અર્પી અન્ય રાજ્યકર્ત્તાઓને કર્તવ્યનું ઉત્તમ રીતે ભાન કરાવ્યું છે. જ્યારે આપ શ્રીમાન્ આપની શરૂઆતની કારકીર્દિમાં પ્રજા ઉદયની શુભ પ્રવૃત્તિ કરવા પ્રેરાયા છો ત્યારે ભવિષ્યમાં આપને હસ્તે એથી પણ અધિક અધિક પ્રજાહિતના કાર્યો થાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. આવી ધર્મભાવયુક્ત લોક કલ્યાણની આપ શ્રીમાનની પવિત્ર આકાંક્ષાનું સ્મરણ કરી આ પુસ્તક આપના કરકમળમાં સપ્રેમ સમર્પણ કરૂં છું.

સેવક,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

श्री

# આત્મોત્કર્ષ.

---

उद्धरेदात्मनोऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

પૃથ્વીપર એવો કોઇ દેશ નથી કે એવું કોઇ મનુષ્ય નથી, જે આત્મસુખ-આત્મ કલ્યાણ માટે ઉદ્યોગ ન કરતું હોય. અર્થાત્ સમગ્ર સંસારના મનુષ્ય માત્ર જેમ પોતાને ઉચિત લાગે છે તેમ વિચારથી મોહથી કે અનુકરણથી નિત્ય અને સત્ય સુખ સંપાદન કરવા પાછળ આવશ્રાંત ઉદ્યોગ કરે છે. પછી કોઇ મંદ ગતિથી કે કોઇ શીઘ્ર ગતિથી એકજ વેગમાં તણાયા કરે છે. પરંતુ ભરત-ખંડ અને જગત્પરના બીજા દેશના લોક વચ્ચે એક મોટું અંતર છે. એ અંતર તે એ છે કે, આર્યાવર્તના હિંદુઓ જગત્ના તમામ પદાર્થને ક્ષણિક અને નાશવંત માની આત્મ તત્ત્વને અવિનાશી-સર્વ સુખનું સાધન માની તે મેળવવા પાછળ બહુ ભારે મથન કરે છે. હિંદુસ્થાન જે એક પરમેશ્વરનો સંપૂર્ણ કૃપાપાત્ર દેશ છે, જ્યાં સ્વયં પરમાત્માએ અવતારો ધારણ કરી તથા ઋષિ-મુનિઓએ અમોઘ તપ, ભક્તિ, જ્ઞાન અને યોગ સાધનદ્વારા આત્મતત્ત્વ પ્રાપ્ત કરી, મનુષ્ય પ્રાણીના શ્રેય માટે નાના પ્રકારના વેદશાસ્ત્ર સ્મૃતિ, પુરાણોમાં ઉપદેશ આપેલ છે, દુઃખ અને દુર્દશાની વાત છે કે તે તરફ આપણા લોકોની દ્રષ્ટિ ન જતાં યુરોપના તરંગી અને અસ્થાયી સુખ પાછળના ઉદ્યોગ તરફ આશ્ચર્યચકિત બની વગર વિચાર્યે ઘણા ન કરવા જેવી ટેવ-ક્રિયાઓનું અનુકરણ કરી રહ્યા છે.

આવા અવિચારી અનુકરણથી પરિણામ શું આવ્યું ? પરિણામ એ આવ્યું છે કે સત્ય પુરૂષાર્થ—ધર્મ શાસ્ત્રોની આજ્ઞાનુસાર વર્તવાનું ભારતમાં ક્રમે ક્રમે શિથિલ થયું. આશ્રમ વર્ણાશ્રમ ધર્મની શ્રેષ્ટ પ્રથા, જે પ્રથા અનંત અને સ્થાયી સુખે પહોંચાડનારી છે તે નષ્ટપ્રાય થઇ ગઇ. પોતાનું શું છે, તેમાં સારૂં માઠું તત્ત્વ શું છે ! તે પણ જાણ્યા વિચાર્યા વગર કેવળ વ્યામોહથી વિદેશી શિક્ષણ, સહવાસ અને ઉપરની સુશોભિત દેખાતી ટાપટીપવાળા મોજશોખના પદાર્થોથી આત્મભાન ભૂલી ઘણા હિંદુ તો નાસ્તિક પણ બની ગયા છે. યુરોપીઅનોનું છે તેટલુંજ સાચું અને સુખ આપનારૂં છે, બાકી હિંદુસ્થાનનું સઘળું જંગલી અવસ્થાએ પહોંચાડનારૂં છે, તેમજ વેદશાસ્ત્ર પુરાણો ગપોડાથી ભરપૂર છે એવી આત્મઘાતીક માન્યતાના ફેલાવાથી હિંદ અત્યારે ભારે અધોગતિને પામ્યું છે. સઘળી સંપત્તિ, સ્વતંત્રતા અને ધર્મ કર્મ સદાચાર લુપ્તપ્રાય થઇ જઇ વિદેશી સત્તાને આધીન બની દુઃખ દરિદ્રતામાં આપણા જીવન વ્યતિત થઇ રહ્યાં છે. આપત્તિથી અને તેનાં આર્તનાદથી પીડાવાને લીધે લોકોની આંખ ઉઘડવા માંડી છે. કયાંક કયાંક જાગૃતિ પણ આવી છે અને લોકોની સ્થિતિ સુધરે તેવા ઉપાય પણ થાય છે; પરંતુ તે બધા એવા પ્રયત્ન થતાં જોવામાં આવે છે કે, પ્રાયઃ હિંદુધર્મથી વિરૂદ્ધ—યુરોપિયનોને અનુસરતાંજ થાય છે, તેથી ઉન્નતિને બદલે અવનતિમાં ઓર વધારો થતો જાય છે. આ વખતે ઘણા ભોળા અને શ્રદ્ધાળુ લોક પોતાનામાં શ્રદ્ધા ન રાખતાં બીજાના પર આધાર રાખે છે કે ફલાણો માણસ અમારો કે દેશનો ઉદ્ધાર કરી દેશે; પણ તે માન્યતા ભૂલ ભરેલી છે. ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર ઉપરના શ્લોકમાં એમ આજ્ઞા કરે છે કે,

કોઇ કોઇનું તારક કે ઉદ્ધારક નથી કિંતુ પોતે પોતાનો તારક સવળી દિશાએ પ્રયત્ન કરવાથી બની શકે છે. આથી જેને ભગવાનના વચનમાં વિશ્વાસ છે એવા હિંદુએ તો ધર્મશાસ્ત્રને પ્રાધાન્યપદ આપી તે (શાસ્ત્ર) ની આજ્ઞા પ્રમાણે ઉન્નતિનો માર્ગ મોકળો કરવો ઘટે. અમો પણ એજ જગન્નિયતા શ્રીકૃષ્ણ પરમાત્મા અને ઋષિમુનિ પ્રણીત ધર્મ શાસ્ત્રોમાં સંપૂર્ણ શ્રદ્ધા ભક્તિ ધરાવનારા હોઇ દેશ વિદેશનું સારી રીતે જોયા અનુભવ્યા પછી ધર્મ શાસ્ત્રોની દૃષ્ટિએ જેમ પૂર્વકાળમાં હિંદુસ્થાન સંપૂર્ણ સુખ, ઉન્નતિ, આબાદી, સ્વાતંત્ર્યતાનાં ઉચ્ચ શિખરે બિરાજી આલોક પરલોકનું સાર્થક કરતું તેમ હવે પછીના પ્રકરણોમાં વિચાર કરીશું.

---

## નિષ્કામ કર્મયોગ.

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥**

સકળ શાસ્ત્ર પ્રબોધે છે કે, આત્મજ્ઞાન–પ્રભુ સાક્ષાત્કાર વિના જીવને ખરી શાંતિ મળવાની નથી. દુનિયાના ગમે તેટલા સાંસારિક સુખો ભોગવાય તો પણ આખરે તેમાં દુઃખ, ભય, ત્રાસ, નિરાશા ઉપજવાનીજ. મનુષ્ય ગમે તેટલો સમય ઇશ્વરથી વિમુખ રહી આત્મજ્ઞાન માટે ઇચ્છા કે પ્રયત્ન ન કરે પરંતુ છેવટે તો તેને અનેક જન્મ જન્માન્તરે પણ પ્રભુશરણ આવી આત્મજ્ઞાન મેળવેજ છૂટકો છે તો વિવેકી મનુષ્યે શા માટે વર્તમાન સમયથીજ અનેક પુણ્યના યોગે ભરતખંડ જેવો ઉત્તમ દેશ, હિંદુ જાતિ જેવી ઉત્કૃષ્ટ જાતિમાં

મનુષ્ય તરીકે જન્મ પામ્યા છતાં જેમાં પોતાનું પરમ શ્રેય રહેલું છે તે પ્રાપ્ત કરવાર્થે બીજા નકામા વ્યવસાયો બંધ કરીને ઉદ્યોગ ન કરવો ? અર્થાત્ અવશ્ય કરવો હિતપ્રદ છે.

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના ઘણા ઉપાય છે પણ તે સર્વમાં શ્રેષ્ટ અને સુલભ ઉપાય નિષ્કામ કર્મયોગ છે. મનુષ્યે સાંસારિક કે પારમાર્થિક જે જે કર્મ કરવાનું છે તે તે ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર હોવું જોઇએ. વળી તે માત્ર શાસ્ત્રોક્ત હોય એટલેજ બસ નથી કિંતુ તે નિષ્કામ–ફળ બદલાની આશા વિનાનું હોવું જોઇએ. ફળની આશા વિના કર્તવ્ય બુદ્ધિથી થતાં જે કર્મ કરવામાં આવે તે કર્મને નિષ્કામ કર્મયોગ કહેવામાં આવે છે. જે જાતિમાં જે પુરૂષ ઉત્પન્ન થયો હોય તે જાતિના ધર્મ પ્રમાણે તે કર્મ કરે અને કર્મ કરતાં સુખદુઃખ, લાભ હાની કે માન અપમાન પ્રાપ્ત થાય તોપણ અંતઃકરણમાં દુઃખ કે કંટાળો ન ઉપજાવતાં પ્રસન્ન ચિત્તથી કર્તવ્ય સમજી કર્મ કર્યા કરાય તે નિષ્કામ કર્મ-યોગ કહેવાય. તેવો નિષ્કામ કર્મયોગ આચરતાં આચરતાં કાળક્રમે ચિત્તની મલિનતા દૂર થઇ જઇ હૃદય શુદ્ધિ થાય છે. એક વખત પુરૂષનું હૃદય નિર્મળ થયું કે પછી તેને પરમ શાંતિ–આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં વિલંબ લાગતો નથી.

માણસ માત્ર હરેક કાળમાં કર્મ તો કર્યાજ કરે છે. કોઇ એવી વ્યક્તિ નથી કે તે પળભર કર્મ કર્યા વિના રહી શકે; પરંતુ અત્યારે આપણે પ્રાયઃ એવા કામ કરવાની ટેવવાળા થઇ ગયા છીએ કે જેમાં આપણો સ્વાર્થ અને પસંદગી રહેલી હોય. જ્યાં સ્વાર્થ અને પસંદગી નથી ત્યાં લોક ભાગ્યેજ પ્રવૃત્તિ કરે છે. આ પ્રિય અપ્રિયતા રૂપ સ્વાર્થ અને પસંદગીથીજ મનુષ્ય બંધનને પ્રાપ્ત થાય છે. જેને બંધનમાં ન સપડાવવું હોય તેને માટે ઉપાય સરળ છે કે તેણે

કાર્યની ગતિ પલટાવવી. જે કામ આપણે સ્વાર્થ બુદ્ધિથી અને મન પસંદગીથી કરીએ છીએ તે તેમ ન કરતાં શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે નિઃસ્વાર્થ ભાવે કરવું, એટલે આપણે મુક્તજ છીએ. વળી એ પણ સમજવાની જરૂર છે કે, જેમ બદલાની આશાવાળાને ફળ મળે છે તેમ નિઃસ્પૃહીપણે-ફળ કે લાભ હાનીની દરકાર કર્યા વગર કર્તવ્ય ગણીને શુભ કર્મ કરે તેને પણ શ્રેષ્ટ બદલો તો અવશ્ય મળે છેજ. ફેર માત્ર એટલોજ છે કે આશાવાળો કર્મ કરતાં બંધનમાં પડે છે ત્યારે નિષ્કામી સદાય મુક્ત રહી સંતોષ ભોગવે છે. માટે આત્મોત્કર્ષ ઇચ્છનારે કોઇ કામ મનસ્વીપણે કે સ્વાર્થ બુદ્ધિએ ન કરતાં શાસ્ત્ર વિધિ પ્રમાણે નિષ્કામ કર્મ કરવામાં-કર્મ ઇશ્વરાર્પણ કરવાથી કર્મનો દોષ સ્વયં પરમેશ્વરજ હરી લઇ તેનું શ્રેય અને સુખ પણ પોતેજ વિચારે છે, જેમ પુત્ર પિતાની આજ્ઞાનુસાર સ્વાર્થ રાખ્યા વિના વર્તે તો પિતા પુત્રનું કલ્યાણ કરે છે.

વળી નિષ્કામ કર્મયોગીજ જગતમાં ઉપકારી અને અવિનાશી સુખના કામ કરી શકે છે. ઋષિ મુનિઓને થઇ ગયા આજે હજારો અને લાખો વર્ષ વીતી ગયા છે તો પણ તેઓ જે નિષ્કામ કર્મ કરી અલૌકિક પદ પ્રાપ્ત કરી ગયા છે તેથી તમામ હિંદુ તેમને વંદન કરે છે. સ્વાર્થી અને મનસ્વીપણે ચાલનાર માણસ હરેક કામમાં પાછો પડે છે અને અપકીર્તિને પાત્ર ઠરે છે. તેથી શ્રેષ્ટ ગતિ ઇચ્છનારે તો સર્વ શુભ પ્રદાન નિષ્કામ કર્મયોગજ આચરવો. નિષ્કામ કર્મયોગનું આચરણ તો મનુષ્ય ત્યારેજ કરી શકે કે જ્યારે તે આશ્રમ વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે વર્તતો હોય. હવ પછીના પ્રકરણમાં આશ્રમ વર્ણાશ્રમ ધર્મ એટલે શું ? તે વિચારીશું.

# આશ્રમ વર્ણાશ્રમ ધર્મ.

આશ્રમ વર્ણાશ્રમ ધર્મની પ્રણાલી આપણી આર્ય પ્રજામાં એટલી શ્રેષ્ટ અને સુખકારક છે કે તેને અનુસરનાર સુખમાં જીંદગી વિતાડી સોધો મોક્ષમાં જઇ શકે છે. આશ્રમ એટલે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત તથા વર્ણાશ્રમ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. બ્રહ્મચર્ય અવસ્થામાં યજ્ઞોપવિત લઇ બ્રહ્મચર્ય પાળી ૨૪ કે ૩૬ વર્ષની વય પર્યંત ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરવો. ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચર્ય અવસ્થા પસાર કર્યાં પછી લગ્ન કરી માતા પિતા અતિથિની સેવા તથા પરમાર્થનું સેવન, જાતિ અનુસાર ધંધો કરતાં થકાં ૪૫ વર્ષની વય સુધી કરવું, ૪૫ વર્ષની ઉમ્મર થયા બાદ શનૈઃ શનૈઃ વિષયોમાંથી મન કાઢી પરોપકાર અને ધર્મ ધ્યાનની વૃત્તિ વધારી ૬૦ વર્ષની વયે સંસારના સઘળા પદાર્થોપરથી આસક્તિ ઉડાડી કેવળ પ્રભુ પ્રત્યે ધ્યાન લગાડી શાસ્ત્ર વિચાર, તિર્થાટન, સત્સમાગમ કરતાં રહી સન્યસ્ત દશા ગુજારવી.

બ્રાહ્મણ જાતિમાં જન્મ થયો હોય તો તેણે વેદશાસ્ત્રાદિનો સંપૂર્ણ અભ્યાસ કરી સદાચારી બની મમત રાખ્યા વિના દાન લેવું તથા દેવું, શાસ્ત્રો ભણવા અને ભણાવવા તથા યજ્ઞો કરવા અને કરાવવા આ રીતે વર્તતાં આજીવિકામાં હરકત આવે તો બ્રાહ્મણે ક્ષત્રિય વૈશ્યનો ધંધો કરી લેવો. ક્ષત્રિય-રજપુત જાતિના ગૃહસ્થે ધર્મશાસ્ત્રનું જ્ઞાન મેળવવા સાથે ખાસ યુદ્ધ કરવાનું શીખી લઇ જ્યારે પોતા ઉપર કે નિરાધાર પ્રજા ઉપર આફત આવે ત્યારે તેની વહારે ચડી શત્રુ સાથે સંગ્રામ કરી પ્રજાનું રક્ષણ કરવું. પરંતુ જે ક્ષત્રિય ગરાસ વિનાનો

થઇ ગયો હોય તેણે ખેતીવાડી વેપાર કરી નિર્વાહ ચલાવવો. વૈશ્ય-વાણિયાએ ધર્મશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરી ખેતીવાડી વેપાર ધંધો તથા ગાયોના પાલનનું કામ જાણી લઇ લોકોની સુખ, સગવડતા, સ્વતંત્રતા, આબાદી તરફ લક્ષ રાખી માપ તોલ વજનમાં ઓછું દીધા વિના પ્રમાણીક અને સાહસિક બુદ્ધિથી વેપાર વાણિજ્ય ખેડવું. કદાચ તેમ કરતાં નિર્વાહ ન ચાલે કે સાધનનો અભાવ હોય તો વેપારીની નોકરી કરી લેવી, છતાં લક્ષ તો ખેતી વેપાર અને ગાયોના રક્ષણ તરફજ રાખવું. કારણ, મનુષ્યને માટે બધા દિવસ સરખા હોતા નથી. વિચારવંત ઉદ્યોગી પુરૂષને ઉત્તમ તક અવશ્ય આવી મળે છે. ચોથા વર્ણના લોક-શૂદ્રે ઉપરના ત્રણ વર્ણની નોકરી-સેવા કરી આજીવિકા ચલાવવી અને પ્રભુ ભજન કરવું.

ઉપરોક્ત રીતિએ જે માણસ આશ્રમ ધર્મનું યથાર્થ પાલન કરી વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે વર્તે તો તેને જરા પણ મુશ્કેલી કે અગવડતા ન નડતાં ઉત્તરોત્તર સુખ સગવડતાનીજ પ્રાપ્તિ છે. અવ્યવસ્થા તો ત્યાંજ થાય છે કે જ્યાં અને જ્યારે મનુષ્ય આશ્રમ ધર્મ છોડી વર્ણાશ્રમના કર્મ કરે છે અને વર્ણાશ્રમમાં મૂશ્કેલી જણાતાં તે પણ ત્યાગી ફાવે તે કર્મ કરવા પ્રેરાય છે.

હિંદુ ધર્મની શ્રેષ્ટતા નહિ સમજનાર એવા યુરોપીઅનો અને તેનામાં મોહ પામેલ તેના ભ્રષ્ટ અનુયાયીઓ આજકાલ એવી દલીલ કરે છે કે, જાતિ તથા ધર્મના પાલનથી હિંદુસ્થાન અવનતિને પામ્યું છે. પણ જાતિ ધર્મની મર્યાદા રહિત યુરોપ અમેરીકાની પ્રજા ઉન્નતિના શિખરે પહોંચી છે. વળી તેઓ સૃષ્ટિના બંધારણનો વિચાર કર્યા વિના મૂર્ખતાથી એવી પણ દલીલ કરે છે કે પ્રભુની સૃષ્ટિમાં સૌ

માણસ સરખાં હોવાં જોઇએ. (તેઓના માત્ર મોઢાના કહેવામાં પણ વર્તનમાં મુદ્દલ નહિ.) તેમાં ઉંચ નીચ સ્ત્રી પુરૂષ એવો ભેદ શા માટે રહેવો જોઇએ! શા માટે યુરોપીઅનોની જેમ આપણે હિંદમાં જાતિભેદ કાઢી નાખો, ધર્મના બંધનો નિર્મૂળ કરી સ્ત્રીઓને પુરૂષોના જેટલા હક અને છૂટ ન આપવી! તેમ ઢેડ, ચમારનો ધંધો પવિત્ર ગણી તેઓને કાં ન અડકવું!

ખરેખર આવી દલીલો કરનાર મૂર્ખ શિરોમણી સરદારો પ્રત્યે તેઓની ભયંકર અજ્ઞાનતા માટે દયા આવાનું છે કે, પરમાત્મા તેમની મલિન બુદ્ધિને સુધારે. ઉક્ત દલીલોનો પ્રત્યુત્તર આપણી પાસે ઘણો સ્પષ્ટ અને અસરકારક છે અને તે એ છે કે; પ્રભુએ સૃષ્ટિ ઉત્પન્ન કરી તેની સુવ્યવસ્થા માટેજ જાતિ ધર્મ કર્મ નિર્માણ કર્યા છે. ઉંચ નીચપણું પ્રાપ્ત થવું એ કોઇનું આપેલું નથી પરંતુ તેના પોતાના કર્મનેજ આભારી છે. જે પ્રકારનું કર્મ પૂર્વકાળમાં કર્યું હોય તેના પરિણામમાં વર્તમાન અવસ્થા મળેલી હોય છે. યુરોપ અમેરીકાના લોક સ્વચ્છંદતાથી વર્તે છે તેથી તેઓ સુખી છે એમ માનવું નહિ; પરંતુ તેઓ ખરી રીતે તપાસતાં દુઃખીજ માલુમ પડે છે. તેઓમાં એટલી બધી પ્રબળ સ્વાર્થી-વિષયાંધ પશુ વૃત્તિ દાખલ થયેલી છે કે આ કર્યું, તે કર્યુંની પ્રવૃતિ પ્રવર્તિ રહી છે. ક્ષણભર પણ તેઓ શાંતિ ભોગવી શકતા નથી. સેંકડે દશથી પંદર ટકા વસ્તી અતિ શ્રીમંત અને બાકીની ઘણી મોટી સંખ્યા દરિદ્રોની છે. ગરીબ માણસો દિવસમાં ૧૬ કલાક મજુરી કરે છે તો પણ પેટનું પૂરૂં કરી શકતા નથી.

વળી ત્યાંય જાતિ નથી એમ પણ નથી પણ એક નહિ ને બીજા સ્વરૂપમાં ક્લાસસિસ્ટમ-વર્ગ વિભાગની રીતે જાતિપણું છેજ. અમીર, વેપારી, નોકરીઆત કે મજુર એક બીજાની સાથે બેસી રોટી બેટી વ્યવહાર કરતો નથી પણ પોતાની સમાન સ્થિતિવાળા સાથેજ સઘળો સાંસારિક વ્યવહાર કરે છે. કોઇક અપવાદ તરીકેજ એ પ્રથાથી વિરૂદ્ધ વર્તે છે. તેમ તો હિન્દુસ્થાનમાં પણ વર્તાય છે. આપણા દેશમાં ઘણા વંઠી વર્ણસંકર બને છે તેનો જ્ઞાતિ બહિષ્કાર થવા સિવાય બીજી કઇ શિક્ષા થાય છે! યુરોપમાં સ્ત્રીઓને અણછાજતી છૂટ છે, તેથી તો તેઓનો ગૃહસ્થાશ્રમ અતિ વિષમ બન્યો છે. સ્ત્રી, પતિની કે ઘરની સંભાળ-દરકાર ન રાખતાં સ્વચ્છંદે વર્તે છે અને તેમાં એક બીજા સાથે જરાક અથડામણ થઇ કે તેજ વખતે છૂટાછેડા-પતિ પત્નીના સંબંધનો ત્યાગ થાય છે. આવા ફટી કરનારા સ્ત્રી પુરૂષની સંખ્યા સેંકડે ૩૦ ટકાથી વધારે નીકળે છે. પરંતુ આપણા ભારત વર્ષમાં તો ગૃહિણી પતિને ગરમેશ્વર ગણી પતિ તથા પતિના કુટુંબની પ્રેમથી સેવા કરે છે અને પતિ પણ પોતાની સ્ત્રીને કેવળ વિષય ભોગવવાનું સ્થાન ન માનતાં પરમાર્થ સાધવાના માર્ગમાં સહાયક દેવી તરીકે ગણી સ્ત્રીની શીયળતાનું રક્ષણ કરી આજીવકાનું સાધન લાવી આપે છે. આવા ઉત્તમ વર્તાવથી અન્યોઅન્યમાં પ્રેમ પ્રકટે છે અને સુખ કે દુઃખમાં જીંદગી સુધી સાથેજ જીવે મરે છે. ઉપર વર્ણવ્યો તેવો આશ્રમ વર્ણાશ્રમ ધર્મ ગમે તેટલો હિતકારી અને સુખપ્રદ હોવા છતાં તેનું યથાર્થ પાલન પરતંત્રતામાં થવું અશક્ય છે. તેનું વિધિસર પાલન તો સ્વાધીનતા હોય ત્યારેજ થઇ શકે; માટે હવે આપણે સ્વાધીનતા સંબંધી વિચાર કરીશું.

---

## સ્વાધીનતા.

સ્વાધીનતા એટલે સ્વતંત્રતા પણ સ્વચ્છંદતા નહિ. તેમ વિદેશી સત્તાના અંકુશમાંથી મુક્ત થઇ મનસ્વી, આપમતલબી અને દુરાગ્રહી માણુસ કે માણુસોના પંઝામાં જકડાવું એ પણ નહિ. આપણે તો એવી જાતની સ્વાધીનતા, સ્વતંત્રતા કે સ્વરાજ્ય જોઇએ છે કે, મહારાજા દશરથ જેવું, દશરથ પોતે પ્રરાક્રમી અને બુદ્ધિમાન્ હોવા છતાં વસિષ્ઠ ઋષિ જેવા જ્ઞાની પુરૂષોની સલાહ લઇને પ્રજાની આબાદી, ધર્મ, આરોગ્યાદિનું રક્ષણ અને વૃદ્ધિ થાય તેવું રાજ્ય ચલાવતા. હિંદી પ્રજા એવા પ્રકારની સ્વતંત્રતા ઇચ્છે છે કે જેમાં કોઇ માણુસ દુરાચારી દરિદ્રી કે દુઃખી ન હોય અને પોતાનો ધર્મ છૂટથી પાળી શકતો હોય. લોકો સ્વાધીનતા એવી રીતની ચાહે છે કે જેમાં દેશના વેપાર ધંધા, હુનર ઉદ્યોગ, વિદ્યાનું રક્ષણ થાય અને પ્રજાને કોઇ પ્રકારનો અન્યાય પક્ષપાત કે અપમાન સહન કરવું ન પડે. એવું સ્વરાજ્ય કે સ્વાધીનતા ન હોવાને કારણે અત્યારે હિંદમાં ધર્મ, વિદ્યા, બળ, બુદ્ધિ, સમૃદ્ધિ સર્વ નાશ પામ્યા છે—હરાઇ ગયા છે અને બચેલા હરાતા જાય છે.

પૂર્વે હિંદ દેશ એવો હતો કે ( જ્યાં સુધી દેશમાં પરદેશીઓનો પગ નહતો ત્યાં સુધી ) વિપુલ સંપત્તિ, મોટા પાયાપર ખેડાતું વેપાર વાણિજ્ય તથા ખાવાપીવાની વસ્તુ પાણીના મૂલ્યે સસ્તી વેચાતી. પરંતુ પરદેશીઓનું આગમન થયા બાદ તેઓએ યુક્તિથી સત્તા હાથ ધરી. પરદેશી વેપાર તેમાં ખાસ કરી વિલાયતના વેપારને ઉત્તેજન આપી હિંદના વેપારને હરીફાઇમાં ગબડાવી પાડી લોકોને દીન દરિદ્રી આડતીઆ અને મજુર બનાવ્યા છે. કાચી વસ્તુની ઉત્પત્તિમાંથી ઘણીખરી

પરદેશ ઉપડી જાય છે. થોડી ઘણી જે કાંઇ બચે છે તેનાપર સીધા ટેડા કર નાખવાથી આગળના કરતાં તે ચીજોના દામ દશ વીશ ગણા વધારે પડે છે. અર્થાત્ આગળ માણસ પાંચ રૂપિયામાં ઘેર બેઠાં વેપાર ધંધો કરી કુટુંબનો નિર્વાહ ચલાવી શકતો તે અત્યારે દેશવટાની માફક પરદેશ રખડી રઝળી આખો દિવસ મહેનત કરી અનેક સાચા ખોટા કરે છે તોપણ કુટુંબનું પોષણ પચાશ રૂપિયામાં પણ કરી શકતો નથી. પવિત્ર આર્યભૂમિમાં સંસ્કૃત ભાષાદ્વારા વેદશાસ્ત્રોનું પઠન પાઠન થતું. ઇંદ્ર, ચંદ્ર, સૂર્યને પ્રસન્ન કરી વરસાદ વરસાવવા તથા નિર્મળ હવા બનાવવા માટે ઠેકઠેકાણે યજ્ઞયાગ થતા. લોકો આશ્રમ વર્ણાશ્રમ ધર્મના યથાસ્થિત પાલનથી સ્વર્ગીય સુખ અને મોક્ષના અધિકારી બનતાં, તે પવિત્ર દેશના અત્યારે શા હાલ છે! અત્યારે વેદની જગ્યાએ અંગ્રેજી ભાષાનાં બિભત્સ નોવેલોનું વાંચન, સીગરેટનું પીણું, લગભગ દર વર્ષે દુષ્કાળ અને લોકો નાસ્તિક-ધર્મ કર્મહીન બની નરકના જેવાં દુ:ખો પ્રત્યક્ષ અનુભવે છે. હિંદમાં ચોરી, સટો, જુગાર, દારૂ, માંસ, વ્યભિચાર વગેરે અનાચાર કરવામાં મોટું પાપ મનાતું અને તેવું દુષ્ટ આચરણ કરનારને કઠોર શિક્ષા થતી હતી તે જગ્યાએ અત્યારે સ્વતંત્રતાના અભાવે રાજ્યસત્તા તરફથી ઉલટી મદદ અપાય છે. ચોરનો બચાવ વકીલ મારફતે કોર્ટમાં કરી શકાય છે. ઘોડદોડ, લોટરી અને શેરબજારના સટામાં રોજ હજારો માણસ લાખો રૂપિયા ગુમાવી પાયમાલ બને છે. શહેરે શહેર વાંદરા જેવા કસાઇખાના અને માંસ માર્કીટો લોકોના પૈસાવડે ઉભી કરવામાં આવી છે. લાઇસન્સવાળી દારૂની દુકાનો તથા શહેરની મધ્યમાં વેશ્યાના ઘર આવેલા છે. આયુર્વેદના ઉપચારથી તુરત

દર્દીને થોડી કિંમતની દવાથી ફાયદો થતો હતો તેને રસાતાળ પહોંચાડી દારૂ મિશ્રિત મોંઘી વિલાયતી દવા દાખલ કરવાથી દર્દી અને રોગ ઉભય વધ્યા છે. ઇન્ફ્લુઅન્ઝા જેવા રોગના સપાટામાં સાઠ સાઠ લાખ માણસ ઉકલી જાય તો પણ સત્તાવાળા કાંઇ ઉપાય ન લેતાં હવા ખાવા અર્થે રોકાય છે. તાત્પર્ય કે સ્વતંત્રતા લૂંટાઇ જવાથી હિંદનું સર્વસ્વ લૂંટાઇ ગયું છે.

ઇંગ્લંડ, જરમની, અમેરીકા વગેરે સ્વતંત્રતા ભોગવનારા દેશોમાં હિંદુસ્થાનની જેમ ખાવાપીવાના પદાર્થોની વિપુલ ઉત્પત્તિ નથી. તેમ ધર્મના અમોઘ તત્વો પણ નથી તોપણ સ્વાધીનતાના કારણે બહારની લૂંટ નહિ થતી હોવાથી તેઓ ધન ધાન્યે સુખી છે. સરકારી સહાયના બહોળાં સાધનો થકી માતૃભાષામાં તમામ ઉપયોગી વિદ્યા હુન્નર થોડા વખતમાં લોકો શીખી શકે છે. ત્યાંની પ્રજાને અન્યાય, પક્ષપાત, અપમાન સહન કરવા પડતાં નથી કિંતુ (યુરોપીય દેશોમાં) યુરોપીઅનો વેપાર વાણિજ્ય સરકારી સહાનુભૂતિથી દેશ વિદેશમાં ખેડી સત્તા અને સમૃદ્ધિ ભોગવે છે. સ્વતંત્રતાને લીધે તેઓ હર પ્રકારના બુદ્ધિ, બળ, જ્ઞાન વધારવાની અનુકૂળતા ધરાવે છે. આ પણ દેખીતું છે કે એક પ્રજા કે જે પ્રજાનો ભિન્ન દેશ, ભિન્ન ધર્મ તથા ભિન્ન જાતિ છે, તે પ્રજાને અન્ય પ્રજાપર મમતા—પ્રીતિ નજ હોઇ શકે. ભલે કદાચ તે ઉપર ઉપરથી દંભ રાખી બીજી પ્રજાને સુધારવાનો પરોપકારી તરીકે દાવો કરે પણ તેવો ટ્રસ્ટી તરીકે ઓળખાવવાનો દાવો કરનારાઓ અંદરખાનેથી તો ભયંકર સ્વાર્થ સાધુજ જણાયા છે.

જગતની હરકોઇ પ્રજાની સ્થિતિ તરફ દૃષ્ટિ કરવામાં આવે તો સમજી શકાય છે કે હિંદની પ્રજા જેટલી બીજી કોઇ પ્રજા અધોગતિ

ભોગવતી નથી. આથી સહજ પ્રશ્ન થાય છે કે હિંદની પ્રજા જે ઉન્નતિનાં ઉચ્ચ શિખરે વિરાજમાન હતી તે શા કારણુથી આટલી બધી ગબડી પડી! કારણુ તપાસીએ તો એમ સ્પષ્ટ માલુમ પડે છે કે પ્રજાએ મોહથી ધર્મના તત્ત્વનોત્યાગ કરી પરતંત્રતા સ્વીકારી. આથી નિરાશ પામી વિશેષ દુઃખમાં ડૂબવાનું પ્રયોજન નથી પણુ કર્તવ્યને ધર્મ ગણી ગયેલી સ્વતંત્રતા પાછી મેળવવી. સંસારનો ઇતિહાસ જોતાં ખાત્રી થાય છે કે સ્વતંત્રતા મેળવવી એ કાંઇ અશક્ય કે અસભવીત વાત નથી, પણુ શક્ય છે. પુરૂષાર્થ એ એવો શ્રેષ્ઠ ઉપાય છે કે તે થકી સર્વ મનોરથ સફળ થઇ શકે છે; તેથી હવે પછીના પ્રકરણુમાં પુરૂષાર્થ વિષે વિચાર કરીશું.

---

## પુરૂષાર્થ.

સૃષ્ટિની ઉત્પત્તિથી તે આજ પર્યંત જેટલા જેટલા મહાનુભાવ પુરૂષો થઇ ગયા અને હયાતી ધરાવે છે તેઓ સર્વ પુરુષાર્થના બળવડે ક્ષુદ્રપણુામાંથી મહાપુરુષપણુાને પામ્યા છે. કોઇ પણુ મહાપુરૂષ જન્મથીજ મોટો જન્મ્યો હોય એવું અથવા પ્રારબ્ધ—નશીબના યોગે ઇચ્છા માત્ર કે વિના પ્રયાસે એકાએક મહાનતાને પામ્યો હોય એવું એક પણુ દૃષ્ટાંત બન્યું નથી અને બનવા સંભવ પણુ નથી. કારણુકે નશીબ અથવા પ્રારબ્ધ એ વસ્તુતઃ પુરૂષાર્થનું ફળ છે. પૂર્વકાળમાં અનેક બ્રાહ્મણો થઇ ગયા છે પણુ તેઓના નામનિશાન કોઇ જાણુતું નથી; ત્યારે પુરૂષાર્થવાદી વસિષ્ઠ, ભૃગુ, ભરદ્વાજ, યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિઓના નામ સંસાર હજુ સુધી વિસર્યું નથી એ તેઓના પુરૂષાર્થનો પ્રતાપ છે. પૃથુ, ભરત, માંધાતા, પ્રતાપ, શિવાજી આદિ રાજાઓના ચરિત્રોનું પ્રેમથી સ્મરણુ થાય છે એનું કારણુ માત્ર

તેઓનો પુરૂષાર્થજ છે. પ્રહ્લાદ, ધ્રુવ, અંબરિષ, નરસિંહ મહેતા, મીરાંબાઇ ઇત્યાદિ ભકતોના શુભ નામ વારંવાર ઉચ્ચારાય છે, એનું પ્રયોજન કેવળ પુરૂષાર્થજ છે. વર્તમાન સમયમાં પણ તિલક, બોઝ, રોય. ટાગોર વગેરે પુરૂષોને યાદ કરાય છે એનો હેતુ તેમનો પ્રબળ અને અવિશ્રાંત પુરૂષાર્થજ છે. ભગવાન વસિષ્ઠ કહે છે કે, આ પૃથ્વી પર કોઇ એવી ચીજ નથી કે જે પુરૂષાર્થથી ન બની હોય, તેમ કોઇ એવું કાર્ય નથી કે જે પુરૂષાર્થથી સિદ્ધ ન થાય. મતલબ કે પુરૂષાર્થથી સઘળો હેતુ પાર પડી શકે છે.

પુરૂષાર્થમાં પણ બે પ્રકાર છેઃ એક જેમાં પોતાનું, દેશનું અને દુનિયાનું શ્રેય હોય એવો અને બીજો દુષ્ટ હેતુ પૂર્વકનો જેમાં માત્ર સ્વાર્થ અને બીજાનું અનિષ્ટ કરવાનીજ ભાવના હોય, જેમકે રાવણ, કંસ, દુર્યોધન વગેરેએ કર્યો હતો. સજ્જન પરૂષે બીજા પ્રકારનો ત્યાગ કરી પ્રથમ પ્રકારનો પુરૂષાર્થ કરવા દ્રઢ નિશ્ચય કરી કાર્ય કરવા મંડી જવું જોઇએ. પુરૂષાર્થ કરવા માંડવાથી તુરત સફળતા મળતી નથી પરંતુ તેમાં વિઘ્ન, દુઃખ, લાલચરૂપી અનેક આવરણ આવે છે, તે સર્વેને ધૈર્યથી સહન કરી કિંવા હઠાડી પસાર કરવા પડે છે. કેટલાક માણસ કાર્યનો આરંભ-પુરૂષાર્થ શરૂ કરે છે પણ વિઘ્ન આવતાં અધવચેથી કંટાળી કે નિરાશ પામી પડતું મૂકે છે. આવા માણસ સિદ્ધિને પામી શકતા નથી. જરમનીના ઝેપલીન નામના ગૃહસ્થને હવાઇવિમાન-એરોપ્લેન બનાવવામાં ઘણી મુશ્કેલ પડી. પ્રથમ તો તેની પાસે પૈસાનું સાધન ખુટી ગયું, પછી લોકોએ તેને ગાંડો ગણી કાઢયો તોપણ તેની દરકાર ન કરતાં જેમ તેમ સાધન એકઠું કરી વિમાન બનાવ્યું. તે વિમાન થોડું અદ્ધર ઉડી નીચે પડી

મયું અને પોતાના શરીરને ઈજા થઇ. આથી નાશીપાસ ન થતાં વિશેષ પ્રયત્ન કરી એ બધી આફતમાંથી હિંમતપૂર્વક પસાર થયો. અર્થાત એટલી મૂશ્કેલીઓ વેઠવી પડી છતાં દ્રઢ નિશ્ચય અને પુરૂષાર્થ ન છોડયો તો આખરે પોતાના સંકલ્પમાં ફળીભૂત થયો, વિમાન બનાવી શકયો. એ અડગ પુરૂષાર્થનું ફળ તેને શું મળ્યું ? તે તો પ્રત્યક્ષજ છે કે અક્ષય કીર્તિ અને અખુટ દ્રવ્ય. દુનિયાને પણ એવી નવીન અદ્ભુત વસ્તુનો લાભ થયો કે જેના વડે ટપાલ તથા માણસ એક જગ્યાએથી દૂરની જગ્યામાં થોડી મુદતમાં પહોંચવા પહોંચાડવા લોકો શકિતમાન બન્યા.

કેટલીક વખત એમ પણ બને છે કે પુરૂષાર્થ કરવા છતાં સફળતા મળતી નથી, એમ ઘણાને લાગે છે; પરંતુ તેમાં પુરૂષાર્થનો દોષ નથી. તેમાં તો પુરૂષાર્થ કરનારની કયાંય ભૂલ હોવી જોઇએ. એક વખત નિષ્ફળ નિવડનારે ભૂલ શોધી ફરીફરીથી પુરૂષાર્થ–ઉદ્યમ કરતાં અવશ્ય તે વિજય મેળવી શકે છે. પરૂષાર્થથી ઉન્નત્તિ મેળવવા ઇચ્છનારે પ્રથમ પોતાનું ધ્યેય નક્કી કરવું જોઇએ. ધ્યેય–લક્ષ નક્કી કર્યા પછી પ્રયત્ન આદરવો ઘટે; કારણકે જો લક્ષ નક્કી કર્યા વિના ઉદ્યોગ આરંભાય છે તો ઘણા માણસ આમતેમ અથડાઇ પાછા પડે છે. કદાચ પોતાની બુદ્ધિથી લક્ષ પસંદ કરતાં ન આવડે તો પોતાથી જે શાણો હોય તેને નમન કરી પૂછવું, અને તે જે શુભ માર્ગ બતાવે તે જો બુદ્ધિમાં ઉતરે તો લક્ષ સમજી ઉદ્યમની શરૂઆત કરવી. એક વખત કૌરવો અને પાંડવો ગુરૂ દ્રોણાચાર્ય પાસે ધનુવિદ્યા શિખતા હતા. એક ઝાડના પાંદડા ઉપર સૌ નિશાન ટાંકી બાણ ફેંકતા હતા. આચાર્યે દરેકને પૂછવા માંડયું કે તારી દ્રષ્ટિ કયાં

છે અને તું કેવી રીતે બાણ ફેંકે છે! જવાબમાં એકે કહ્યું, હું પાસે ઉભેલા સર્વને તથા ઝાડને બરાબર જોતાં બાણ ફેંકુ છું. બીજાએ કહ્યું, હું માત્ર ઝાડને જોઉં છું. ત્રીજાએ કહ્યું, ડાળીને નજરમાં રાખી બાણ ફેંકુ છું પરંતુ જ્યારે અર્જુનને જવાબ દેવાનો સમય આવ્યો ત્યારે તેણે જણાવ્યું કે, ગુરૂ મહારાજ! આપે જે પાંદડાને એદવાની આજ્ઞા કરી છે તે પાંદડા તરફ નિશાન તાકી માત્ર પાંદડાનેજ જોઉં છું. તે સિવાય આપ આસપાસ ઉભેલાઓને કે ઝાડ ડાળી કશાને હું જોઇ શકતો નથી. અર્થાત્ લક્ષ તરફ મારી દ્રષ્ટિ છે. આવો યોગ્ય ઉત્તર સાંભળતાં ગુરૂ દ્રોણાચાર્યે અર્જુનને ધન્યવાદ આપતાં કહ્યું; પુત્ર! તારી માફક લક્ષ તરફ નિશાન-દષ્ટિ રાખનારજ હરેક કામમાં વિજયવંત નિવડી શકે છે.

તેવી રીતે પુરૂષાર્થ કરનારે પણ લક્ષ તરફ નિશાન રાખવાનું છે. આપણું ધ્યેય આત્મોત્કર્ષ કરવાનું છે. તે માટે નિષ્કામ કર્મયોગ, આશ્રમ વર્ણાશ્રમ ધર્મ, સ્વાધીનતા આવશ્યક છે અને તેથી તેની સિદ્ધિ અર્થે પુરૂષાર્થ કરવાનું વિચારી ગયા. હવે પુરૂષાર્થ કઇ કઇ દિશામાં કરવો એ વિચારવું પ્રાપ્ત થાય છે. પુરૂષાર્થના પ્રકાર આ પ્રમાણે છેઃ સોળ સંસ્કાર, બ્રહ્મચર્ય અને વિદ્યા, શારીરિક અને માનસિક બળ, સ્વદેશી વ્રત, વેપાર ઉદ્યોગ, સેવાભાવ, ધર્મ તથા ભક્તિ અને જ્ઞાન. હવે પછીના પ્રકરણોમાં અનુક્રમે એક પછી એકનો વિચાર કરીશું.

---

## સોળ સંસ્કાર.

આર્ય—હિંદુ જાતિને જાતિયતામાં રાખી ધર્મ કર્મમાં પ્રેરનાર માત્ર "સંસ્કાર" છે. જો આર્યજાતિના બાળકને ગર્ભથી જન્મ, વિદ્યાભ્યાસ, લગ્ન, અંત અવસ્થા સૂધીના સોળ સંસ્કાર કરવા

માં નથી આવતા તો તે હિંદુ–દ્વિજ જાતિનો માણસ કહેવરાવવાનો અધિકાર ધરાવતો નથી. દેશ પર વિવિધ પ્રકારની આફતો ગુજરવાથી સંસ્કાર આચરવાનું જ્ઞાન અને ઇચ્છા લગભગ આપણા હિંદુઓના હૃદયમાંથી ભૂસાઇ ગઇ છે. સંસ્કાર લોપ થવાથી જ અત્યારે આપણે ભયંકર અવનતિ–મુશ્કેલીમાં મૂકાયા છીએ, આથી આત્મોત્કર્ષ ઇચ્છનારે સોળ સંસ્કારનું સ્વરૂપ સમજી તે આચરવા યથાસાધ્ય યત્ન અવશ્ય કરવો ઘટે કારણ કે તે હિંદુજાતિને ટકાવવાનો મૂળ પાયો છે.

૧ ગર્ભાધાન, ૨ પુંસવન, ૩ સીમંતોન્નયન, ૪ બલિ, ૫ જાતકર્મ, ૬ નામકરણ, ૭ નિષ્ક્રમણ, ૮ અન્નપ્રાશન, ૯ ચોલ, ૧૦ ઉપનયન ૧૧–૧૨–૧૩–૧૪ ચાર વેદવ્રત, ૧૫ સમાવર્તન અને ૧૬ મો વિવાહ. આ ઉપરાંત પણ બીજા નીચે પ્રમાણે છેઃ—

બ્રહ્મયજ્ઞ, તર્પણ, વૈશ્વદેવ, ભૂતબલિ, અતિથિ પૂજન, અષ્ટકા, પાર્વણ શ્રાદ્ધ, શ્રાવણી, આગ્રહાયણી, ચૈત્રી, અશ્વયુજી, અગ્ન્યાધાન, અગ્નિ હોત્ર, દર્શપૂર્ણ માસ, ચાતુર્માસ્ય, આગ્રયણ, નિરૂઢ પશુબંધ સૌત્રામણી, અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉકથ, ષોડશી, વાજપેય, અતિરાત્ર અને આપ્તોર્યામ.

ઉક્ત સંસ્કાર, મળમુત્ર સ્નાનાદિકથી શુદ્ધ થઇ સંધ્યાવંદનાદિક કરતા થકાં જે પુરૂષ મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રથી જાણી પવિત્ર વિદ્વાન્ બ્રાહ્મણ પાસે કરાવે છે તે સર્વ પ્રકારના આલોક પરલોકના સુખને પામે છે.

## બ્રહ્મચર્ય અને વિદ્યા.

જન્મથી ૨૪ કે ૩૬ વર્ષ પર્યંત જ્યાં સૂધી યુવક વિદ્યાભ્યાસ કરે ત્યાં સૂધી અવિવાહીત રહી પછી અભ્યાસ પૂર્ણ થતાં લગ્ન કરે તો તેનાં શરીરનો બાંધો બહુ મજબુત રહે અને વીર્યનો ભંડાર ખાલી થયેલ ન હોવાથી વિદ્યા પણ મન ધારી મેળવી શકે. જે માણસ બ્રહ્મચર્ય પાળી વીર્યનો સંચય કરે છે તેનામાં તેનું દિવ્ય તેજ પ્રકાશે છે. ભીષ્મપિતામહે વીર્યનું સંપૂર્ણ રક્ષણ કરી જીંદગી પર્યન્ત બ્રહ્મચર્ય પાળીને વિદ્યાભ્યાસ પૂરો કર્યો હતો; તેથી તેનામાં અદ્ભુત બળ અને અનંત જ્ઞાન હતું. માત્ર ન પરણે એથી કંઇ બ્રહ્મચર્યનું પાલન કર્યું કહેવાતું નથી. એથી ઉલટું તો પરણ્યા છતાં પુરૂષ, માત્ર પોતાની પત્ની સાથે ઋતુગમન કરે તો તે પણ બ્રહ્મચર્યનું રક્ષણ થયું ગણાય. પરંતુ તે પણ શુદ્ધ બ્રહ્મચર્ય તો નજ કહેવાય. વળી આજના સમયમાં પરણ્યા પછી મનનો નિગ્રહ કરી સંતાન ઉત્પત્તિના હેતુ માત્રથી જ સ્ત્રી સાથે વ્યવહાર કરવો એ સર્વથા અશક્ય નહિ તો અસંભવિત તો છેજ. બ્રહ્મચર્યના રક્ષણ માટે ઉત્તમ માર્ગ તો એજ છે કે જ્યાં સૂધી યુવકનું વય પરિપક્વ થયું નથી અને જ્યાં સૂધી તે વિદ્યાભ્યાસ કરે છે ત્યાં સૂધી તેણે અવિવાહીત રહેવું. બ્રહ્મચર્ય અવસ્થામાં સંભાળવાનું એ છે કે જેમ શરીરથી વીર્યનું રક્ષણ કરવું તેમ મન અને વાણીથી પણ કરવાનું છે. જ્યારે મન વાણી અને શરીર ત્રણે રીતે બ્રહ્મચર્ય પળાય છે ત્યારે તેનું તેજ બુદ્ધિ તથા શરીરમાં પ્રકટી નીકળે છે.

બ્રહ્મચર્યના રક્ષણનો સરળમાં સરળ માર્ગ એ છે કે શૃંગાર વિષયક નવલકથા તેમજ તેવા સીનેમા અને નાટકોથી સર્વદા દૂર

રહેવું. જેનું ચારિત્ર્ય, હૃદય તથા વાણી વિકારી છે તેનો સહવાસ ન કરવો. સ્ત્રીને નિરખીને ન જોવી. સ્ત્રી સંબંધી વિચાર પણ ન કરવા તેમ મદવર્ધક તથા તામસી ખોરાક ન ખાવો. એવા વર્તનથી બ્રહ્મચર્યનું રક્ષણ સહેજે થઇ શકે છે.

જેણે બ્રહ્મચર્યનું સંપૂર્ણ રક્ષણ કર્યું છે એવો યુવક કે મોટી વયનો માણસ, જે પ્રકારની વિદ્યા મેળવવા માગે તે બહુ સરળતાથી મેળવી શકે છે. વિદ્યાનો પ્રતાપ પ્રસિદ્ધ છે. વિદ્વાન જ સર્વત્ર પૂજાય છે. વિદ્વાન પુરૂષ જ નવી નવી શોધ ખોળ અને વેપાર કરી દ્રવ્ય તેમજ કીર્તિ મેળવી શકે છે. કવિ કાળિદાસ, પ્રેમાનંદ, નર્મદ, મણીલાલ દ્વિવેદી વિગેરે વિદ્વાન્ હતા તો તેમના ગુણગાન આજે પણ ગવાય છે. માટે પુરૂષે બ્રહ્મચર્ય–વીર્યનું રક્ષણ કરી વિદ્યા અવશ્ય મેળવવી. પરંતુ આજકાલ આપણા દેશની નિશાળોમાં જે પ્રકારની વિદ્યા ભણાવાય છે તે યોગ્ય વિદ્યા નથી. તે તો પરતંત્ર બનાવવાનું, ગુલામ–નોકર ઉત્પન્ન કરવાનું એક કારખાનું માત્ર છે. એ વિદ્યા શિખવાથી ભાગ્યેજ માણસ પોતાનું, કુટુંબનું કે દેશનું દારિદ્રય ફિટાડી શકે ! યોજકોએ એવા પ્રકારની વિદ્યા આપવાનું ચોકઠું ગોઠવ્યું છે કે પરભાષામાં બાળક નકામા વિષયો શીખે. વધારે પડતા વિષયો એકી સાથ તૈયાર કરવાના હોવાથી આંખ, મગજ તથા શરીરને હાનિ પહોંચે, પરભાષાના પુસ્તકોમાં પરદેશીઓનાં ગુણગાન, રીતભાત, ધર્મ વિગેરે લખાયલા હોય તે શીખનારનાં મગજમાં ઉતરી આવે એટલે તેમના તરફ માન અને પોતાના પ્રત્યે તિરસ્કાર–અભાવ અજ્ઞાનતાને લઇને ઉત્પન્ન થાય. શીખવા લાયક દેશના શૂરવીર પુરૂષોનાં ચરિત્રો, હુનર ઉદ્યોગ ધર્મશાસ્ત્રો આદિ માતૃભાષામાં ન

શીખવાતાં હોવાથી વિદ્યાર્થી નિર્માલ્ય બને. ફી આકરી તથા પુસ્તકો મોંઘા અને નવાં નવાં દર વર્ષે અંગ્રેજી કંપની દ્વારા પ્રકટ થતાં હોવાથી વિદ્યાર્થીના માબાપ તે બોજા તળે ચગદાયા જાય એટલું જ નહિ પરંતુ તે વિદ્યા શીખવનાર માસ્તરો એવાને રાખ્યા છે કે જે કાં તો પરદેશી હોઇ દેશની ભાષા પ્રકૃતિ તથા આચાર વિચારથી અપરિચિત હોય છે અથવા સ્વાર્થ બુદ્ધિથી આવેલા હોય છે અથવા વિશેષ નહિ ભણેલા, ગરીબ અને પેટ ભરવાના આતુર એવા બિચારા દેશી મહેતાજીઓ પાંચ ૭ રૂપિયામાં રાખ્યા હોય છે. આથી આપણું શું શ્રેય થઇ શકે ? એથી તો એમજ બન્યું છે કે જે કોઇ બાળક કે યુવાન નિશાળ અગર કોલેજમાંથી અભ્યાસ કરી બહાર નીકળે છે તે નિઃસ્તેજ, બળહીન, પંદર બારા પણ આવડતું ન હોય એવો જડ બુદ્ધિનો, માતાપિતા અને માનનીય પુરૂષો તરફ ઉચ્છૃંખળતાથી વર્તનારો, ચા, બીડી, અપટુડેઇટ કપડા વિગેરેનો શોખીન તથા ખર્ચાળુ નિવડે છે. શેઠ સાહેબ ! મને નોકરીમાં રાખશો ! ભાઇ મારા માટે ક્યાંય ઓફિસ કે દુકાનમાં તજવીજ કરશો ? એમ ભિક્ષા માગી ગુલામી શોધનારો હોય છે. મતલબ કે વિદ્યા જે પ્રકારની મળવી જોઇએ તે અપાતી નથી તેથી જેવું શુભ પરિણામ વિદ્યાભ્યાસનું આવવું જોઇએ તે નથી આવતું.

વિદ્યાભ્યાસ શાંત, એકાંત અને પવિત્ર જગ્યામાં ગુરૂકુળ-ઋષિકુળ કે બ્રહ્મચર્યાશ્રમો ખોલાવી સદાચારી અને વિદ્વાન બ્રાહ્મણો પાસે કરાવવો જોઇએ. બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન યુવક પાસે કરાવી યજ્ઞોપવિત, સંધ્યાવંદન, હોમ, કસરત ઇત્યાદિ શીખાવ્યા બાદ સંસ્કૃત ભાષાદ્વારા તમામ શાસ્ત્રોનું જ્ઞાન, ગુજરાતી તથા હિંદી ભાષામાં દેશના

મહાન પુરૂષોનો ઇતિહાસ, ભૂગોળ, ગણિત, આયુર્વેદ, ખેતી, ગૌરક્ષા, યુદ્ધવિદ્યા, રસાયન અને વનસ્પતિશાસ્ત્ર, વેપાર, વણાટ કામ, ખનિજ વિદ્યા, ખગોળવિદ્યા, ઇજનેર વિદ્યા વિગેરે ઉપયોગી વિષયો ક્રમવાર જાતિ અનુસાર લાયકાત પ્રમાણે શીખવવાનો ગામેગામ અને શહેરે શહેર પ્રબંધ કરવો ઘટે. આ રીતિએ વિદ્યાર્થી ગુરૂની આજ્ઞામાં રહીને જ્ઞાન સંપાદન કરે તો તે સંસારમાં સુખી અને ઉપયોગી જીંદગી ગુજારી શકે. આ કામ સરકારનું છે પણ તે આપણી નહિ હોવાથી માબાપ અને ધનવાનોપર ફરજ આવી પડી છે તો તેઓએ બની શકે તેટલું દ્રવ્ય ખર્ચી ઉપરોક્ત પદ્ધતિના બ્રહ્મચર્યાશ્રમ-વિદ્યાલયો ખોલાવવા પ્રયત્નશીલ થવું જોઇએ. કોઇ કોઇ શ્રીમંતોએ પોતાથી કે ફંડ ઉઘરાવીને પોત પોતાની જ્ઞાતિમાં બોર્ડિંગો ખોલી છે પણ તેથી વિદ્યાનો હેતુ પાર ન પડતાં માત્ર વીશીનીજ ગરજ સરી છે. વિદ્યાર્થીઓ માટે હરિદ્વારમાં સનાતન ધર્મ ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમ, કાંગડીમાં આર્યસમાજ ગુરૂકુળ, બોલપુરમાં કવિવર ટાગોરનું શાંતિનિકેતન અને કાશીમાં હિંદુ યુનિવર્સીટી—આ સર્વ થોડે ઘણે અંશે ઉક્ત પ્રકારનું શિક્ષણ આપનારી સંસ્થાઓ છે પણ તે સમુદ્રમાં બિન્દુ સમાનજ લેખાય.

દાન ઘણી પ્રકારના છે તેમાં સૌથી શ્રેષ્ઠ વિદ્યાદાન છે. પૂર્વે આપણા દેશમાં રાજા મહારાજા તથા ધનવાનો વિદ્યાદાનમાં અઢળક દ્રવ્ય ખર્ચતા. આજ અમેરિકામાં કાર્નેગી અને રોકફેલર જેવા કરોડાધિપતિઓ પોતાના દેશની ઉન્નતિ અર્થે વિદ્યાદાનમાં ત્રીશ ત્રીશ કરોડ રૂપિઆની એક સામટી રકમનો વિનિયોગ કરે છે. આનંદ પામવા જેવું છે કે આપણા દેશમાં પણ બંગાલી બાબુ તરકનાથ પલિત અને

ડોકટર રાશ બીહારી ઘોષે પંદર અને ત્રીશ લાખ રૂપિયા વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસ અને શોધખોળ માટે હિંદીઓના ટ્રસ્ટપણા નીચે હિન્દીઓને માટે વાપરી શુભ શરૂઆત કરી છે. બીજાઓ પણ તે દાનવીર પુરૂષોનું અનુકરણ કરે એ ઇચ્છવા જેવું છે.

---

## શારીરિક અને માનસિક બળ.

જીંદગીને લગતો સઘળો વ્યવહાર શરીરથીજ બની શકે છે. જો શરીરમાં બળશક્તિ–તાકાત્ ન હોય તો અશક્ત, નિર્માલ્ય, મુડદાલ રોગી શરીરવાળાથી પાંદડું પણ ન હાલી શકે. શરીર બળવાળો માણસ હંમેશાં સુખમાં દિવસ ગાળી શકે છે. જેનામાં શક્તિ છે તે જ્ઞાન, દ્રવ્ય, માન, લાગવગ આદિ મહેનત કરીને મેળવી શકે છે. શરીર બળવાળો ભાગ્યેજ દુઃખી, રોગી, બીજાનો આશ્રિત કે ભૂખે ટળવળતો હોઇ શકે. ભીમસેન, પૃથુરાજ, કે રામમૂર્તિ નાયડુની માફક ખાનપાનના યોગ્ય નિયમથી કસરત કરી સામર્થ્ય મેળવનારો સમૃદ્ધિ, સત્તા મેળવવા સાથે જગપ્રસિદ્ધ થઇ શકે છે. શરીરને વિધિપુર્વક કેળવી જે માણસ બળ એકઠું કરે છે તેનું મગજ બહુ તીવ્ર, એકાગ્ર, અને હિમ્મતવાળું રહે છે અને તેથી તે ઘણાં વિકટ કામ હાથ ધરી પાર પાડવા શક્તિમાન થાય છે.

જાપાન અને જર્મનીમાં વિદ્યાર્થીને બીજી વિદ્યા શીખવવામાં જેટલું ધ્યાન અપાય છે તેનાથી વિશેષ વિદ્યાર્થીની શરીર શક્તિ ખીલવવા પાછળ અપાય છે. જાપાનમાં તો તેની કડણ પરીક્ષા પણ લેવાય છે. ૧૧ માઇલ દૂર એક પર્વત છે તેના ઉપર ૫૫ મિનીટમાં દોડી જે વિદ્યાર્થી પહોંચે તે બીજી પરિક્ષાઓમાં પણ પાસ થયો ગણાય. એટલુંજ નહિ પરંતુ ૧૮ થી ૨૧ વર્ષની વયના તમામ

વિદ્યાર્થીએ લશ્કરી તાલીમ ફરજીઆત લેવીજ જોઇએ પછી તે શ્રીમંત હોય કે ગરીબ. તે સાથે એવી પણ શરત રાખવામાં આવી છે કે વિદ્યાર્થી અઢાર વર્ષની અંદર કુણા કાળજા બાળનારી બીડી કે સીગારેટ પીઇ ન શકે. યુવક ત્રણ વર્ષ લડાયક કળા શીખ્યા પછી ૨૧ વર્ષનો થાય એટલે રાજાને જ્યાં કયાંય દેશ રક્ષણની ખાતર જ્યારે જરુર પડે અને બોલાવે ત્યારે તત્ક્ષણ લડાઇમાં જવું જોઇએ. આથીજ જાપાન અને જર્મનીના માણસો બળવાન, તીવ્રબુદ્ધિના, સાહસિક, દેશભક્ત અને વિદ્યા હુન્નરવાળા બન્યા છે. આવી લાયકાત મેળવી શકવાથી ટુંક સમયમાં તેઓ પોતપોતાના દેશને આબાદ બનાવી મોખરે લાવી શકયા છે.

હિન્દમાં હિન્દી પ્રજા સરકાર પાસે માગણી કરે છે કે અમોને લશ્કરી કોલેજો ખોલી તાલીમ આપો તો અમો તમોને તથા અમારા દેશને ઉપયોગી થઇશું, પણ સરકાર ડરે છે કે રખેને પ્રજા તાલીમ લઇને આપણો જ પગદંડો ઉખેડવા તત્પર થાય ! એથી એ માગણી વર્ષો થયાં સ્વીકારાતી નથી. દેશના રક્ષણના નામે પરદેશી લશ્કર રાખી પ્રજાના પરસેવાની સાઠ કરોડ રૂપિયાની ગંજાવર રકમ તેના નિભાવ પાછળ ખર્ચી સરકાર પ્રજાને ચગદી નાખે છે ! પ્રજાને–સ્કૂલ કોલેજમાં લશ્કરી તાલીમ મળતી નથી એટલે શુરત્વ વીરત્વાદિ ગુણો પ્રજામાંથી ઓછા થતાં જાય છે, તે એટલે સુધી કે કોઇ રાતના જરા અંધારામાં ઘરબહાર નિકળે, ચોર કે ધાડપાડુ આવે, કોઇ ગાયને મારે કે નિરાધાર સ્ત્રીની લાજ લૂટે તોય બચાવ કરી શકે એટલી હિમ્મત કે શકિત રહેવા પામી નથી. બેટ બોલની કંગાળ રમત દાખલ કરી હિન્દની જૂની કસરતો–દંડ, બેઠક, ભુગડતતી, મીલપત, મીનીકેકામણી,

ચકબીલ્લુ, ધમાલ્લગોટો, પટાબાજી, વિગેરેને નહિજેવા કરી દઇ "અમો તમારૂં—રક્ષણુ કરીએ છીએ માટે હથિયાર આપી દો, તમારી પાસે હથિયાર રાખવાની છૂટ હશે તો લૂટારાઓ પણુ હથિયાર રાખી તમને હેરાન કરશે " આમ કહી સરકારે પ્રજા પાસેથી હથિયાર છીનવી લીધાં એટલે પ્રજા બાયલી બની ગઇ છે. યુરોપ દેશના યુદ્ધ વખતે કોઇ મુંબઇમાં એટલું બોલતું કે એમડન આવી અથવા અમુક લતામાં દુકાન લૂટાણી તો ફટોફટ વેપારીઓ દુકાનો બંધ કરી ભાગતા. ઘણા તો ભયના માર્યા માલ મિલ્કત લઇ બહારગામ પણુ ચાલ્યા ગયા હતા. આ મૃતપ્રાય દશામાંથી ઉગરવાને માટે હિંદીઓએ બળ મેળવવું જોઇએ. બળ મેળવવા માટે હોટલો છોડી દેવી જોઇએ. બ્રહ્મચર્યનું યથાર્થ પાલન થવું જોઇએ. રોટલી, દુધ, ઘી, અંજીર બદામ વિગેરે શુદ્ધ સત્ત્વવાળો ખોરાક લેવાવો જોઇએ. કસરત નિયમપૂર્વક થવી જોઇએ અને હું ઇશ્વરના અંશવાળો મનુષ્ય છું, ખોટું કામ કરવામાં મારે તેનો ભય રાખવાનો છે સિવાય હું બધી રીતે નિર્ભય છું, હું કોઇને ભય પમાડતો નથી એટલે મારે દુનિયામાં કોઇથી કોઇપણુ સંજોગમાં ભય પામવાનું કારણુ છે જ નહિ એવા ભાવના નિરંતર રાખવી જોઇએ. શાસ્ત્રો પણુ કહે છે કે બળહીન માણુસ દુઃખ પામી ભુંડે હાલ મરે છે. તો શા માટે શક્તિ રહિત રહેવું? કસરત કરી બળ તો મથુરાના ચોબાઓએ પણુ મેળવ્યું છે પણુ કેવળ શરીર બળ નકામું છે. ભાંગ ચઢાવી નિશામાં પડયા રહેવું એ અઘોરી દશા છે. વ્યસન ત્યજી શરીર બળની સાથે મનનું બળ મેળવવું જરૂરી છે. બન્નેનો સંયોગ થતાં શ્રેષ્ટ અને ઉપયોગી કામ થઇ શકશે.

મનનું બળ શરીર બળ સાથે જેનામાં હોય છે તે આ દુનિયામાં મહાનમાં મહાન કામ પાર પાડી શકે છે. પ્રાતઃસ્મરણીય શિવાજી અને નેપોલિયન બોનાપાર્ટ બન્ને ગરીબાઇમાં જન્મી વિકટ સંજોગમાં મોટા થયા હતા. બન્નેમાં શરીર અને મનનું બળ એટલું તો વિલક્ષણ ખીલી નીકળ્યું હતું કે અત્યંત વિપરીત અને નિઃસાધન અવસ્થામાં પણ એકે મહાન બળવાન મોગલ શહેનશાહતને તોડી પાડી હિંદુ રાજ્યની સ્થાપના કરી અને બીજાએ એક સિપાઇગીરીપણામાં દાખલ થઇ ઠેઠ સેનાધિપતિની પદ્વિએ પહોંચી આખરે ફ્રાંસનો શહેનશાહ બની યુરોપનાં નાનાં મોટાં અનેક રાજ્યો સાથે યુદ્ધ કરી અનેકને તાબેદાર બનાવ્યા હતા. કહેવાનો હેતુ એ છે કે મનનું બળ અતિ અજાયબ કામ કરી શકે છે.

મહાપુરૂષો કહે છે કે મનજ બંધ અને મોક્ષનું કારણ છે અને મનેજ કલ્પના વડે નાનાવિધ સૃષ્ટિ રચી છે. માટે મનોબળ વધારી મનને જીતો. હવે વિચારવાનું એ છે કે મનનું બળ શી રીતે વધે ? મનનું બળ એ રીતે વધી શકે છે કે પ્રથમ શરીરબળ મેળવવું અને પછી જેમાં પોતાનું, ધર્મનું, દેશનું અને દુનિયાનું હિત સમાયલું હોય તેવું કામ વિચારવું. કામ વિચાર્યા બાદ એકાગ્રતાથી એ કામ પાર પાડવાની કોશિષ કરવી. પ્રથમ મોટેથી શરૂઆત ન કરતાં નાનાં નાનાં કાર્યો પાર પાડવાનો સંકલ્પ કરવો અને પછી ક્રમે ક્રમે આગળ વધવું. દાખલા તરીકે આજે ચા છોડી, કાલે બીડી છોડી, પરમ દિવસે સ્વદેશી કપડાં પહેરવાનું વ્રત લીધું, ચોથે દિવસે માતાપિતા અને ગુરૂજનની સેવા અને સંધ્યા વંદન કરવાનું ઠેરાવ્યું, પાંચમી વખતે મહાભારત રામાયણાદિ ગ્રંથો પોતાની મેળે કે કોઇ

વિદ્વાન પાસે સમજી લેવાનું, છઠ્ઠી વખતે નિરાધાર, વૃદ્ધ, વિધવા કે દુઃખીને શરીર અને ધનથી સહાય કરવાનું, સાતમી વખતે પ્લેગ, દુષ્કાળ કે દેશના માટે જ્યાં ભોગ આપવાની જરૂર જણાય ત્યાં શરીર મન વાણી અને ધનથી સહાય આપી ઉત્તરોત્તર મનની શક્તિ વધારતા જવું. શરીર અને મનની શક્તિનો જ્યારે પૂરેપૂરો વિકાસ થાય છે ત્યારે માણસ પરાક્રમી મહાત્મા કે અગાધ સંપત્તિવાળો જે ધારે તે બની શકે છે.

## સ્વદેશી વ્રત.

આચારને મુખ્ય ધર્મ માનનારી હિન્દુ પ્રજા કેટલી પતિત દશાએ પહોંચી છે એ કલ્પવું મુશ્કેલ છે. આત્માને ઓળખવા માટે આચાર વિચારની શુદ્ધિ જાળવવી અતિ આવશ્યક છે કેમકે તેથી મન અને હૃદય શુદ્ધ રહે છે. અને જેનું હૃદય પવિત્ર છે તે ઇંદ્રિય-નિગ્રહ કરી જ્ઞાન મેળવી શકે છે. જ્ઞાન પ્રાપ્ત થતાં મનુષ્ય મોક્ષનો અધિકારી થાય છે.

પ્રથમ આપણે ત્યાં શુદ્ધ વસ્તુ, પવિત્ર આહાર અને પવિત્ર વસ્ત્રો શૌચસ્નાન કરીને ઇષ્ટદેવને અર્પણ કર્યા બાદ ઉપયોગમાં લેવાતાં પણ હવે દેવ ભૂલાઇ ગયા છે. હવેલી મંદિરોમાં અપવાદ સિવાય ઠાકોરજીને જે જે વસ્તુ અર્પણ થાય છે તે શુદ્ધ સ્વદેશી તત્ત્વનો વિચાર કરીને ધરાતી નથી. સ્વદેશી વસ્તુ સાદી હોવાથી તેના પ્રત્યે ઘણા ઘૃણા બતાવે છે અને વિલાયતી-પરદેશી વસ્તુ મોહક-ભભકાદાર જોઇ તે વાપરવા લલચાય છે. પરંતુ તે વાપરતાં પહેલાં ખુબ ઉંડો વિચાર કરવાનો છે કે તે લાભકારક છે કે નુકશાન કર્તા છે ? તે ધર્મને પોષણ આપે છે કે ભ્રષ્ટ કરે છે ! તેથી શાણા કહેવાઇએ

છીએ કે મૂર્ખ ? તેની વપરાશથી આપણી અને દેશની હાલત સુધરી છે કે બગડી ? સામાન્ય બુદ્ધિથી વિચાર કરતાં અને પ્રત્યક્ષ જોતાં સમજાય છે કે સ્વદેશી–દેશમાં બનેલી ગામડી વસ્તુને આપણે ત્યાગ કરવાથી અને વિલાયતી–પરદેશી વસ્તુ સ્વીકારવાથી કિંવા મોહ વશ થઈ વાપરવાથી આપણે આપણુને તથા દેશને પારાવાર નુકશાન પહોંચાડયું છે. ધર્મભ્રષ્ટ થવા ઉપરાંત દુનિયામાં બીજા દેશના માણુસોનાં મોઢે મૂર્ખ, અક્કલશૂન્ય કહેવાઇએ છીએ.

નુકશાન એ રીતે પહોંચાડયું છે કે દેશી વસ્તુ ન વાપરવાથી તે બનાવનાર કારીગરો તથા વેચનારની રોજી પડી ભાંગી છે. પરદેશી વસ્તુ લેવાથી આપણો–દેશનો પૈસો પરદેશ ધસડાઇ ગયો છે અને તેજ પૈસાના બળથી તેઓ બળવાન બની આપણા પર સત્તા જમાવી જુલ્મ ગુજારવા લાગ્યા છે. પરદેશથી આવતું કાપડ, ખાંડ, બિસ્કીટ, કેઇક વિગેરેમાં ચરબી હાડકાં, લોહી, ઈંડાં ઇત્યાદિ કે જે હિંદુઓને બોલવા માત્રથી પણ પાપ લાગે અને તિરસ્કાર ઉત્પન્ન થાય તેવા પદાર્થોથી મિશ્રિત હોઇ હિંદુઓ ધર્મભ્રષ્ટ થયા છે. દેશીને–પોતાનાને ત્યાગી બહારનાને મિથ્યા મોહથી ઉત્તેજન આપતાં પાયમાલી, ગુલામી, અને દરિદ્રતા હાથે કરીને વહોરી લેતાં હોવાથી અન્ય દેશજનો આપણુને મૂર્ખમાં ગણે એ સ્વાભાવિક છે.

આ હાની, મૂર્ખતા, દીનતા, દરિદ્રના, ધર્મભ્રષ્ટતા તથા તાબેદારી ( તાબેદારી એટલા માટે કે બીજા દેશમાંથી આપણા દેશમાં વસ્તુ આવે ત્યારે, અને જે ભાવ માગે તે આપીએ ત્યારેજ વાપરી શકીએ અને તેમ છતાં ન આવે કે ન આપે તો વાહર ખાઇએ–અગવડતા વેઠીએ ) માંથી બચવા માટે આપણે સ્વદેશી વ્રત ચાલુ

ક્ષણેજ લેવું જોઇએ. પરદેશી વસ્તુનો ત્યાગ કરી જે જે વાપરવું તે તે તમામ દેશમાં હિન્દી ભાઇઓને હાથે બનેલું દેશીજ ખરીદી વાપરવાનું વ્રત લેવામાં જરા પણ વિલંબ કરવો ન ઘટે. સારા નશીબે આજકાલ દેશમાં રોજની જરૂરીયાતની ઘણી ખરી વસ્તુઓ બને છે તેથી દેશી વસ્તુનું વ્રત નિભાવવામાં મૂશ્કેલી પડે તેમ નથી અને તેમ છતાં કોઇ ચીજ સ્વદેશી ન મળી તો તે વિના પણ ચલાવી શકાય છે. મુસાફરીમાં કે તંગ સ્થિતિમાં શું આપણે અન્ન પાણી વિના પણ ચલાવી લેતાં નથી? તો પછી આપણા અને દેશનાં હિતની ખાતર પરદેશી મોજશોખની વસ્તુથી બચવું એમાં જરા પણ અસંભવિતપણું નથી.

ફ્રાંસ, ઈંગ્લંડ, જર્મની, અમેરીકા અને જાપાનમાં તો તે તે દેશની બનેલી ચીજોજ બહુધા બજારમાં વેચાય છે. ભાગ્યેજ કોઇ દુકાનદાર પરદેશી વસ્તુપર પ્રીટી પડી વેપાર કરે છે. તેમ કવચિતજ કોઇ શહેરી તેને ખરીદે છે. જાપાનમાં તો અમને એટલે સૂધી અનુભવ થયો છે કે દેશી અમુક ચીજ ચાર રૂપિયામાં મળે છે અને તે જાડી ખડબચડી છે પણ પરદેશી તેજ વસ્તુ ફેન્સી હોવા સાથે રૂપિયા બેમાં મળે છે છતાં પણ દેશાભિમાની જાપાનીઓ પરદેશી ન લેતાં સ્વદેશીજ ખરીદે છે. આટલી હદ સૂધી આપણા ભાઇઓ પ્રથમ શરૂઆતમાં દેશદાઝ ન બતાવી શકે તો પણ જે જે સ્વદેશી વસ્તુ મળી શકતી હોય તે વિષે પૂરતી તપાસ કરી વાપરવા કોશિષ કરશે તોયે ઘણો લાભ પોતાને તથા દેશને પહોંચાડી શકશે એ નિઃસદેહ છે. એટલી શરૂઆત આજ થઇ તો ક્રમે ક્રમે સંપૂર્ણ સ્વદેશી વ્રત લેવા શક્તિમાન થવાશે. અને તેમ થાય ત્યારેજ આત્મોત્કર્ષનું એક અંગ સંભાળ્યું ગણાય.

# વેપાર ઉદ્યોગ.

વેપારમાં લક્ષ્મીનો વાસ છે. વેપારીજ સમૃદ્ધિવાન હોઇ શકે અને બની શકે, નોકરીયાત કદિપણ બની શકતો નથી. દેશની સમૃદ્ધિ અને સ્વતંત્રતાનો પણ મૂળ આધાર વેપાર છે. જે દેશમાં વેપાર અને ઉદ્યોગ પગભર હોય—જામેલા હોય તે દેશ આબાદ હોય છે. વેપાર ઉદ્યોગ વાળા દેશની પ્રજા સ્વતંત્ર, સુખી અને જ્ઞાનવાળી હોય છે. ભારતભૂમિમાં હિંદુ સમ્રાટ રાજાઓના વખતથી તે મોગલ બાદશાહોના સમય સુધીનો વેપાર અત્યંત જાહોજહાલીમાં હતો. તે વખતે હિંદુસ્થાનમાં વિપુલ સંપત્તિ હતી, તે એટલે સુધી હતી કે બહારના લોકોને અદેખાઇ આવતી. હિંદનો વ્યાપાર વહાણવટું ઠેઠ જાવા, ચીન અને જાપાન સુધી ચાલતું પરંતુ અંગ્રેજ પ્રજાએ હિંદમાં કોઠી નાંખી સત્તા જમાવ્યા પછી કાંઇક હરિફાઇથી કાંઇક કારીગરોપર ઢાંકા, ચંપારણ વગેરે સ્થળે જુલ્મ ગુજારવાથી, રેલ્વે અને સ્ટીમરદ્વારા માનચેસ્ટરના માલને અનુકૂળતા અને હિંદના માલને માટે ભાડું વધારે રાખી પ્રતિકૂળતા કરવાથી તથા હિંદમાં બનતા માલ ઉપર એક્સાઇસ ડ્યુટી—વધારાની જકાત નાંખવાથી હિંદનો વેપાર ઉદ્યોગ કચડાઇ ગયો છે. અત્યારે વેપાર તો થાય છે પણ તે પ્રાયઃ પરદેશી માલનો. હિંદના વેપારીઓ મોટે ભાગે પરદેશી માલ વેચી આડતીયાનું કામ કરે છે અથવા મુકાદમો કે મજુરો તરીકે તે માલ આગબોટ કે રેલમાંથી ઉતારો આપી મજુરની દશામાં વર્તે છે.

હિંદનો વેપાર નાશ પામવાથી દેશ પરતંત્ર અને ગરીબ બની ગયો છે. કમમાં કમ ત્રણ કરોડ માણસને તો હિંદમાં એક ટંક

ખાવાનું કે ગુહ્ય અંગ ઢાંકવાનું કપડું પણુ મળતું નથી. ત્યારે બીજા દેશ ઈંગ્લંડ, અમેરિકાના લોકો અમીરાઈમાં તાગડધીન્ના કરે છે. હિંન્દમાં કોઈ હિંદી સાહસિક પુરૂષ કારખાનું કાઢવા તૈયાર થાય છે તો જગ્યાની,નાણાંની અને રેલની મૂશ્કેલી ઉભી થાયછે પણ જો કોઈ અંગ્રેજ કારખાનું કાઢવા ઈચ્છે છે તો સરકારથી તથા તેના જાત ભાઈઓ તરફથી સાધન સગવડતા મળે છે. કોઈ હિંદી વિદ્યાર્થી પરદેશ વિદ્યાકળા શીખવા જાય છે તો તેને પ્રથમ તે દેશમાં દાખલ થવાનીમૂશ્કેલી પડે છે. પછી કોલેજમાં અટકાયત થાય છે. જ્યારે અંગ્રેજ વિદ્યાર્થીને સરકારી મદદ (સ્કોલરશીપ) અને કાઉન્સેલ તરફથી જોઈતી મદદ મળે છે. હિંદી વેપારી વિદેશ વેપાર ખેડવા જાય તો તેને પ્રથમ ઓસ્ટ્રેલીયા, કેનેડા, આફ્રિકામાં દાખલ થવાજ ન દે અને કદાચ દાખલ થવા પામ્યો હોય તો ત્યાં કાળા આદમી ગણાઈને તિરસ્કાર ખમવો પડે. દુકાન કરવા માટે લાઈસન્સ લેવું પડે, અગર વેપારની પરવાનગીજ ન મળે. આટલું છતાં ઘણા હિન્દી વેપારી પરદેશમાં છે અને ઘણાએ સ્વદેશમાં કારખાના ખોલી માલ બનાવવા માંડયો છે. દૈવની કૃપાએ આપણા દેશમાં તમામ ઉપયોગી વસ્તુ જમીનમાં ઉત્પન્ન થાય એવી દેશની જમીન ફળ૫ છે. પણ અત્યારે તો તે ઉત્પન્ન થતી તમામ કાચી વસ્તુઓ પરદેશ ઉપડી જાય છે. એ કાચી વસ્તુઓ ત્યાં પાકી બની દશવીશ ગણા તે ઉપર પરદેશીઓના નફા ચડી આપણા દેશમાં વેચાવા આવે છે. યદિ તેજ કાચી વસ્તુઓ ( રૂ, રેશમ, અનાજ ઉનમાંથી જુદી જુદી જાતનું કાપડ, હરડાં બેડાં વગેરેમાથી રંગ શેરડીમાંથી ખાંડ, લોઢામાંથી કટલેરી, સંચાકામ વગેરેને લગતો સામાન ) માંથી પાકું બનતું હોય તો દેશમાં ધીકતો ધંધો ચાલતાં વેપાર–ઉદ્યોગ અને

દ્રવ્ય થોડા સમયમાં અત્યંત વધી પડે. એક વાત એ પણ ધ્યાનમાં રાખવાની છે કે હમણા હિંદમાં જેના જેના હાથમાં કારખાના છે તે કારખાના–મીલના માલિકો અથવા ડાયરેકટરો પ્રજા પાસે શેર ભરાવી સટ્ટા સોદા કરી શેરના ભાવ ચમકાવી દે છે. કાપડ અતિ મોંઘા ભાવે વેચી પચાસ પચાસ લાખ જેવડો ગંજાવર રકમનો ભારે નફો દેશજનોને લૂંટી કરે છે અને આનંદ ઉડાવે છે તે શરમાવા જેવું છે. ગરીબોને પાયમાલ કરી લાખોની કમાણી કરનાર મીલ માલિકો ઇન્કમટેક્સ, આવક વેરામાં લાખો રૂપિઆ આપે છે. ખુશામતમાં જીવનનું સાર્થક માની પ્રજાની પ્રગતિમાં શ્રીમંતો આડે આવે છે, એ અત્યંતઘાતક છે. પ્રજા તે માટે વિચારી ઉપાય કરે એ ઇચ્છવા જોગ છે.

વેપાર ઉદ્યોગ તો પ્રજાએ પગપર ઉભા રહીનેજ ખીલવવાનો છે. સાધન સંપન્ન માણસ કારખાના કાઢી શકે છે, શિષ્યવૃત્તિ ચંચળ યુવકોને આપી નવા નવા ઉદ્યોગ શીખવા વિદેશ મોકલી હુનર ઉત્પન્ન કરાવી શકે છે. સ્વદેશી માલ મૂળ પડતર ભાવે અથવા થોડે નફે વેચાવી દેશના વેપાર ઉદ્યોગને ખીલવી શકે છે. લોકોએ પણ કેવળ તૈયાર માલ વેચવાનો રવેડો છોડી દઇ દેશની જરૂરીઆત વિચારી કાચા માલમાંથી પાકો માલ બનાવવાનો ઉદ્યોગ કરવો હિતકારી છે. અત્યારે પરદેશથી લગભગ દોઢ અબજનો જુદો જુદો માલ આવે છે અને તે નીચે પ્રમાણેઃ—

કાપડ રૂા. ૬૦॥ કરોડનું, ખાંડ રૂા. ૩૦॥ કરોડની, દારૂ રૂ. ૩॥ કરોડનો, લોઢું રૂા. ૧૨॥ કરોડનું, રેલ્વે યંત્ર રૂા. ૧ કરોડના, રેશમ કાચું ૪॥ કરોડનું, દવા રૂા. ૪। કરોડની, કટલેરી રૂા. ૩। કરોડની, કાગળો રૂા. ૨॥ કરોડના, મીઠું રૂ. ૨। કરોડનું, જેલી

બીસ્કુટ રૂા. ૨ કરોડની, તેજાના રૂા. ૨।। કરોડના, ઉનની બનાવટનો માલ રૂા. ૨૧ કરોડનો, મોટરો સાયકલો તથા એપરેટસો રૂ. ૨।। કરોડના, સાબુ રૂા. ૧ કરોડનો, તમાકુ સીગરેટ રૂા. ૨૧ કરોડની, દીવાસળી રૂા. ૧।।। કરોડની, કાચ રૂા. ૧૧ કરોડનો વગેરે. આથી સમજાશે કે પરદેશી માલના વપરાશથી દેશનું વિપુલ દ્રવ્ય દર વર્ષે ઘસડાઇ જાયછે માટે દેશ હિતેચ્છુઓએ ચાલુ ક્ષણેજ સ્વદેશી વ્રત લેવું ઘટે.

---

## સેવાભાવ.

પરમેશ્વર કહે છે કે પ્રાણી માત્રમાં હું વાસ કરૂં છું માટે સર્વને આત્મા સમાન ગણી તેનું સન્માન કર, તેમને સહાય કર, તેમની સેવા કર. આત્મોત્કર્ષ ઇચ્છનારે તથા સંસારમાં સુખી જીવન ગુજારવા માગનારે સેવા ભાવ ધારણ કરવાની જરૂર છે. કેમકે સેવા ભાવ રાખવાથી નિરાભિમાનપણું આવે છે, મનુષ્ય પ્રાણીના હૃદયમાં પરમાત્માના અંશ રૂપી રહેલો આત્મા પ્રસન્ન થાય છે. પ્રભુની કૃપાથી હૃદયની શુદ્ધિ અને આત્મજ્ઞાન થવામાં સહાય મળે છે અને જેની સેવા કરવામાં આવે છે તેની સાથે મિત્રતા થાય છે એટલે તે સંસાર વ્યવહારમાં સહાયક બને છે. જ્યારે અક્કડ બની મનુષ્ય પ્રાણીનાં સુખ દુઃખના પ્રસંગે સહાયક ન થનાર મૂઢ મનુષ્ય અહંભાવથી પતન પામે છે, અને તેના સારા માઠા વખતમાં કોઈ તેની બાજુમાં ચડતું નથી તેથી તે હેરાન થાય છે.

આજકાલ માણસો દુઃખમાં આવી પડે છે અને પાછા તેમાંથી નીકળતાજ નથી તેનું કારણ તેનું એકલપેટા—સ્વાર્થીપણુંજ છે, જગતજ ઇશ્વરે એવું બનાવ્યું છે કે જેમાં એકને બીજાની જરૂર પડે છે.

શા માટે કોઇ જંગલ કે પહાડમાં શહેર વા ગામ છોડીને વસતું નથી? કારણ એ છે કે તેને પોતાની જરૂરીઆત માટે બીજા મનુષ્યોની ગરજ છે. જ્યારે બીજાની આવશ્યકતા છે ત્યારે જો તેની સાથે હળીમળીને ચાલવામાં આવે, તેના પર આફત આવી પડતાં તુરત દિલાસો આપી બનતી મદદ કરવામાં આવે તો તેનો આત્મા કેટલો પ્રસન્ન થાય અને તે કેવો પોતાનો થઇ રહે? વ્યવહાર. દ્રષ્ટિએ પણ બીજાને ઉપયોગી થવું એ પોતાનેજ ઉપયોગી થવાનું સિદ્ધ થાય છે. કોઇએ કદિ પણ એમ ન વિચારવું કે મારે શું? તે ભલે તેના પોતાના કર્મનું ફળ ભોગવી દુઃખી થાય. હું તો શ્રીમંત છું, તે કંગાલ છે, મારે તેની શું ગરજ છે? હું તો વિદ્વાન અને સત્તાવાળો છું, તે અભણ અને તાબેદાર છે, એમ વિચારવું તે દુઃખી થવા માટે છે, કેમકે બધાની સ્થિતિ એક સરખી રહેતી નથી. બાલ્ય યુવા અને વૃદ્ધાવસ્થા, ઉદય અને અસ્ત, ચડતી અને પડતી, સુખ અને દુઃખ, વહેલું કે મોડું સર્વને પ્રાપ્ત થાય છે. આજે જે શ્રીમંત અને સત્તાધારી છે તે કાલે દરિદ્ર અને તાબેદાર નહિ બને તેની ખાત્રી શું? તેમજ આજે કોઇ તાબેદાર અને ગરીબ છે તે કાલે શ્રીમંત સત્તાધારી નહિ બની શકે તે કોણ કહી શકે છે? માટે એવું કોઇ પ્રકારનું મિથ્યા અભિમાન ન રાખતાં પ્રાણીમાત્રના આત્માને પોતાના આત્મા સમાન અગર પ્રભુ સમાન માની તેના તરફ સ્નેહ દયા અને ઉદારતાથી વર્તવું શ્રેયસ્કર છે.

ભરત, રંતીદેવ, પૃથુ વગેરે મોટા મોટા રાજાઓ અને વ્યાસ વસિષ્ઠ વગેરે જ્ઞાની પુરૂષો થઇ ગયા તેમને કોની ગરજ હતી? સ્વાર્થ નહિં છતાં પણ તેઓએ સર્વસ્વ ત્યાગી અજ્ઞાન દુઃખી તથા નિરાધારની સેવા કરી હતી. અને તેથીજ તેઓ પ્રસિદ્ધિને પામ્યાં છે.

આજકાલ સેવાનું મહાત્મ્ય મોટું મોટું વર્ણવી કેટલાક સેવા કરવા તો નીકળ્યા છે અને દેશસેવાને બહાને લાખો રૂપિઆ ગરીબો પાસેથી કઢાવી વિધવાવિવાહ કરવાની, ઢેઢાઓને અડકવાની, બાપિકો ધર્મ છોડવી નવા નીકળેલા ધર્મમાં વટલાવવાની, એક ન્યાતની કન્યા બીજી ન્યાતમાં અપાવવાની, ધર્મ તથા જાતિ ભેદ રાખ્યા વિના સાથે બેસી ભોજન કરવાની વગેરે કઇક સેવા લઇ બેઠા છે, પણ તે સેવા નથી, તે તો સ્વાર્થતાનું અજ્ઞાનતાનુ અને અધમતાનું ધર્મ વિરૂદ્ધ દેશનો નાશ કરનારૂં કૃત્ય છે. એથી એવી સેવા કરનારા તરફ લલચાવાનું નથી. સેવા તો સામાને સુખ થાય, પ્રસન્નતા થાય, જ્ઞાન મળે, લાભ મળે, દુઃખ, વ્યાધિ, પરતંત્રતા અને ગરીબી ટળે એવી ધર્મશાસ્ત્ર તથા વ્યવહારને અનુકૂળ હોવી જોઇએ.

સેવા કોઇ અમુક સ્થિતિમાં, સંજોગમાં કે સ્થળમાં નથી થઇ શકતી. તે તો દરેક સ્થળે ગમે તેવા સંજોગ અને સ્થિતિમાં થઇ શકે છે. મન, વાણી અને કર્મથી પ્રાણીમાત્રનું ભલું ઇચ્છવું. ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, રોગીને ઔષધ, અજ્ઞાનને જ્ઞાન, નિરાધાર, વૃદ્ધ, અપંગ અર્થાર્થીને ધન, દુઃખીને દિલાસો, જુલ્મી, પાપી, ચોર, લુટારૂ, વ્યભિચારી, હિંસાખોરને દંડ, બીન ધંધાર્થીને ધંધે ચડાવવો, વ્યસનીને વ્યસનથી મુક્ત કરવો વિગેરે સેવાના અંગ છે. જ્યાં જે પ્રકારની સેવાની જરૂર પડે ત્યાં પોતાની શક્તિ અને સ્થિતિના પ્રમાણમાં સેવા કરવામાં તત્પર રહેવાથી પરમાત્મા પ્રસન્ન થાય છે.

---

## ધર્મ.

મનુષ્ય પોતાને માણસ તરીકે ઓળખાવવાનો દાવો કરવા માગતો હોય તો તેની પાસે એકજ ધર્મરૂપી પ્રમાણ છે. એ ધર્મ

જો તેનામાં વાસ કરતો ન હોય તો તેનું જીવન એ જીવનજ નથી. ધર્મને માનવાથી, ધર્મને અનુસરવાથીજ માણસમાં માણસાઇ આવે છે. જન્મ વખતે તો પશુ અને માણસ બેઉ સરખાજ છે પણ પાછળથી મનુષ્ય ધર્મના સંસ્કાર પામે છે અને ધર્મને અવલંબીને કર્ત્તવ્યા-કર્ત્તવ્યમાં વિવેક રાખે છે, જ્યારે પશુ તેમાંનું કાંઈ કરી શકતું નથી. એથી બન્ને વચ્ચે મોટું અંતર પડી જાય છે. ધર્મમાં અદ્ભુત રહસ્ય છે, તેનું બળ અગાધ છે, તેનું સ્વરૂપ અકથનીય છે, જે મનુષ્ય ધર્મને ધારણ કરી તેના સ્વરૂપને સમજી તેના રહસ્યનો આસ્વાદ લે છે તે આ વિલક્ષણ ભાસતા દુઃખદાયક સંસારને સહજમાં તરી જાય છે. અર્થાત્ પરમ શાન્તિરૂપી મોક્ષને પામે છે. માટેજ હિંદુસ્થાનમાં ધર્મને પ્રાધાન્યપદ અપાયું છે. સંસાર વ્યવહાર પછી કર, વિદ્યા, જ્ઞાન, દ્રવ્ય, કીર્ત, લાગવગ પછી મેળવપણ પ્રથમ ધર્મને સમજી ધારણ કર કેમકે ધર્મમાં મારવાનું અને તારવાનું સામર્થ્ય છે. જે મનુષ્ય સ્વધર્મને શાસ્ત્રો, ઋષિમુની, શાસ્ત્રા, વિદ્વાન, પંડિત, જ્ઞાની, અગર વડીલો દ્વારા સમજી આચરે છે તે ધર્મનું રક્ષણ કરનાર સુજ્ઞ પુરૂષનું ધર્મજ રક્ષણ કરે છે. પણ જે તેની અવગણના કરી, તેને ધતીંગ માની તેનો ત્યાગ કરે છે તેનો તે ત્યાગ કરાયલો ધર્મજ નાશ કરે છે, માટેજ મહાનુભાવ ઋષિમુનિઓએ ધર્મને સૌથી શ્રેષ્ઠ ગણી પ્રથમ સ્થાન આપેલું છે.

આર્યાવર્તમાં હિંદુઓ સૃષ્ટિની ઉત્પત્તિથી ધર્મને વળગી વર્ત્યાં આવ્યા છે અને તેથી સંસારમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરી દેહાંતે મોક્ષને પામી પોતાની પાછળ અમર કીર્તજનક શુકદેવ, વાલ્મીકિ, અષ્ટાવક્ર વગેરે જેવા જ્ઞાની મૂકી ગયા છે, પણ જેઓ

ધર્મનેન અનુસર્યા એવા નહુશ, રાવણાદિ દૈત્યો પરાભવ અને અપ-કીર્તિને પામી વિનાશ પામ્યા છે.

ભગવાન શ્રીકૃષ્ણ સ્વધામ સિધાવ્યા પછીથી તુરતજ કળિયુગનો પ્રારંભ થયો અને ભારત ભૂમિ ઉપર નાસ્તિક પરધર્મી પરદેશીઓના ઘણા ઘણા હુમલાઓ થયા. ચાર્વાક, બુદ્ધ, જૈન મુસલમાન, ખ્રિસ્તી આદિ ધર્મોએ હિંદુઓને જડમૂળથી ઉખેડા મૂકવા, હિંદુઓને ધર્મથી પરાઙ્મુખ કરવા સેંકડો યત્ન કર્યા, કંઇક દુઃખ દીધા પણ ધર્મપરાયણ હિંદુઓ કિંચિત્માત્ર ચલાયમાન થયા નહિ ને પોતાના ધર્મને વળગી રહ્યા. આખરે વિરોધીઓ ઠેકાણે પડી ગયા અને હિંદુઓ પોતાના ઉજ્વળ મુખે જગતની સામે જીવન ટકાવી રહ્યા છે. આજે જો હિંદુઓની શિથિલતા, અવનતિ, દીનતા કે પરાધીનતા ભાસતી હોય તો તે માત્ર ધર્મના બંધનો નરમ કરી સ્વચ્છંદે વર્તવાને આભારી છે, પણ જો હિંદુઓ અત્યારથીજ ધર્મના સ્વરૂપને યથાર્થ સમજી તદનુસાર વર્તવાનું શરૂ કરે તો થોડા વખતમાં પૂર્વની માફક શ્રેષ્ઠ સ્થિતિમાં આવી જાય એ નિર્વિવાદ છે.

ધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન ચાતુર્વર્ણ્ય પ્રજામાંથી કમી થવા લાગ્યું છે. ધર્મ નહિ સમજનાર એવા અજ્ઞાન, મૂર્ખ અને ગરીબ માણસોને પરધર્મીઓએ ઉંધુંચત્તું સમજાવી, પોતાના ધર્મના વખાણ કરી હિંદુ ધર્મની નિંદા કરી, નોકરી સ્ત્રીની લાલચ આપી વટલાવી મૂકે છે. બન્યું છે પણ એમજ કે શુદ્ર અને અતિ શુદ્ર વર્ગના ઢેડ ભંગી ને ખ્રિસ્તી મીશનરીઓએ "હિંદુઓ તમારો તિરસ્કાર કરે છે, હિંદુ ધર્મમાં કાંઇ નથી તમો આવો અમારા ખ્રિસ્તી ધર્મમાં એટલે બધુંય સુખ મળી રહેશે," એવા ઉપદેશથી સ્વધર્મથી ચલિત કર્યા છે. એથી ઘણા નાદાનો વર્ણસંકર બની અત્યારે તો નહિ ઇશ્વરકે

નહિ ઉધરકેની માફક ધક્કા ખાય છે, તિરસ્કારજ ખમે છે. પરંતુ આ સ્થિતિ ઇચ્છવા જોગ નથી. ધર્મ શું વસ્તુ છે, ધર્મ કોને કહી શકાય, ધર્મ કેમ પાળવો, ધર્મના સિદ્ધાંત શું છે એ સર્વ આચાર્યો અને વિદ્વાન શાસ્ત્રીઓએ બહારના દંભ દમામમાં અંજાઇ કેવળ ઘરના ખુણામાં ઠાકોરજીની સેવા અને શાસ્ત્રો ન ગોખતાં ભગવદ્ સ્વરૂપ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય અને શ્રીમદ્ વલ્લભાચાર્યની માફક કઠિન પરિશ્રમ વેઠી નિર્ભય નિઃસ્વાર્થ અને જીતેન્દ્રિય બની સ્થળે સ્થળે ફરી ધર્મ સમજાવવો ઘટે છે. સ્વામી વિવેકાનંદે શાસ્ત્રજ્ઞાન સંપાદન કરી જેમ યુરોપ અમેરિકાની પ્રજા સમક્ષ સર્વ ધર્મ પરિષદમાં સર્વ ધર્મો કરતાં હિંદુ ધર્મ શ્રેષ્ઠ અને મોક્ષદાઇ છે એમ સિદ્ધ કરી બતાવી દુનિયાની પ્રજાને દંગ કરી મૂકી હતી એવીજ રીતે ધર્માચાર્યોએ તથા ધર્મનિષ્ઠ હિંદુઓએ પણ ધર્મજ્ઞાન પૂરેપૂરૂં મેળવી લોકોને આપવું ઘટે છે. એક વખત ધર્મ જેનાથી સમજાયો તે કદિ નિરાશ દુઃખી કે ભ્રષ્ટ થવાનો નહિ.

હિંદુ ધર્મમાં અત્યંત અગાધ બળ રહેલું છે. એક સમયે તક્ષક નાગે મહારાજા પરિક્ષિતને ડંખ મારી તેની જીંદગીનો અંત આણ્યો. મહર્ષિ શુકદેવજીની કૃપાથી શ્રીમદ્ ભાગવત શ્રવણ કરી મહારાજા પરિક્ષિતે તો વૈકુંઠમાં વાસ કર્યો પણ તક્ષકના અવિચારી કૃત્ય બદલ મહારાજાના પુત્રે સર્પયજ્ઞ ઋષિઓ પાસે શરૂ કરાવ્યો. વેદના મંત્રબળના પ્રતાપે પૃથ્વી અને પાતાળના સર્પો ટપોટપ યજ્ઞની વેદીમાં પડી ભસ્મ થવા લાગ્યા. તક્ષક જે સર્પમાં મોટો હતો તે ભય પામી ઇંદ્રને શરણે ગયો. અહીં યજ્ઞમાં તક્ષક નહિ હોમાયાનું કારણ મહારાજા જનમેજયે હોતા ઋષિને પૂછ્યું. ઋષિએ કહ્યું કે તે તો ઇંદ્રને

શરણે ગયો છે. એ સાંભળી મહારાજાએ તક્ષક સહિત ઈંદ્રને મંત્રબળથી આહુતી આપવાનું કહ્યું. મંત્ર ઉચ્ચારી આહુતિ આપતાં તરતજ ઈંદ્રદેવ હાજર થયા. આવું અલૌકિક સામર્થ્ય હિંદુ શાસ્ત્રોમાં તથા તેની ક્રિયાઓમાં રહેલું છે, પણ તે સમજનાર કે સમજાવનારની ખામીથી કાચી વયના યુવકો, અંગ્રેજી ભણેલાઓ તથા અજ્ઞાન લોકો ધર્મથી વિમુખ થઈ રહ્યા છે. ધર્મની દાઝ જાણનારી પ્રજાએ અને ધર્મસંપન્ન લોકોએ ધર્મ યથાર્થ રીતે સમજી સર્વ સાધારણ પ્રજાને પાઠશાળાઓ ખોલાવી ધર્મનું જ્ઞાન આપવું અપાવવું અતિ આવશ્યક છે.

સર્વ સાધારણ પ્રજાને ધર્મ સમજવાને કે ધર્મનું જ્ઞાન સંપાદન કરવાના બે માર્ગો છે. એક ધર્મનિષ્ઠ, સદાચારી, નિઃસ્પૃહી આચાર્ય કે શાસ્ત્રી-પંડિત જ્ઞાની પુરૂષને જીજ્ઞાસુ વૃત્તિથી પ્રશ્ન કરીને અગર તેની સેવા કરીને, અને બાજો ધર્મશાસ્ત્રના અભ્યાસ કરીને. ધર્મશાસ્ત્રો ક્યા ક્યા છે તે જાણીને તેનો અભ્યાસ હિંદુ સનાતન ધર્મના અનુયાયીઓ પોતાની મેળે કરી શકે માટે અમે નીચે ક્રમવાર ધર્મશાસ્ત્રના ગ્રંથો જણાવીએ છીએ. ચાર વેદ—ઋગ, યજુ, સામ અને અથર્વ. વેદના છ અંગ-શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતષ. સ્મૃતિઓ જે ધર્મશાસ્ત્રના નામથી ઓળખાય છે તે વીશ છે. મનુ, બૃહસ્પતિ, દક્ષ, ગૌતમ, યમ, અંગિરા, અત્રિ, વિષ્ણુ, યાજ્ઞવલ્કય, ઉશનસ, આપસ્તંબ, વ્યાસ, શંખ, લિખિત, વાસિષ્ઠ, યોગીશ્વર, પ્રચેતા, શાતાતપ, પારાશર અને હારીત. પુરાણો અઢાર છે. બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, નારદપુરાણ, માર્કંડેયપુરાણ, અગ્નિપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, લિંગપુરાણ, વરાહપુરાણ, સ્કંદપુરાણ, વામનપુરાણ, કૂર્મપુરાણ, મત્સ્યપરાણ, ગરૂડપુરાણ અને બ્રહ્માંડપુરાણ. ઇતિહાસ બેઃ મહાભારત અને રામાયણ.

---

# ભક્તિ અને જ્ઞાન.

પ્રભુ સાક્ષાત્કારનો સુલભ ઉપાય ભક્તિ અને જ્ઞાન છે. ભક્તિથી હૃદય ગદ્‌ગદિત થાય છે. ભક્તિથી અહંભાવ વિસરાય છે, ભક્તિથી ચિત્તની એકાગ્રતા થાય છે અને ભક્તિથી અંતઃકરણ નિર્મળ થાય છે. અંતઃકરણ મળ રહિત થતાં તેમાં જ્ઞાન વિવેક વૈરાગ્ય તથા તત્ત્વજ્ઞાન પ્રકટે છે અને પ્રભુના દર્શન થાય છે. એટલાજ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતા ભાગવત અને રામાયણમાં ભક્તિનો મહિમા બહુ વર્ણવ્યો છે. પણ પ્રાપ્તિને માટે ઘણા સાધનો છે. પણ તપશ્ચર્યા યોગ જેવા સાધનો એવા તો કઠણ સાધન છે કે સંસારમાં રચ્યા-પચ્યા માણસને તે સાધવા અશક્યજ લાગે છે. કદાચ કોઇ સાધે છે તો અડધેથી પડતા મૂકે છે. ભક્તિમાં તેવી કશી કઠિનતા કે મુશ્કેલી નથી. ભક્તિ ઘેર રહી સૂતા બેસતા કે કામ કરતા થઇ શકે છે. તેમાં કોઇ વ્રત કે નિયમ ખાસ પાળવાના નથી. ગમે તેવો દુરાચારી માણસ પણ ભક્તિ કરે તો ભક્તિથી તેનાપર ભગવાન પ્રસન્ન થાય છે અને ભગવાનની કૃપા થતાં તેના પાપના ઓધ બળી હૃદય પવિત્ર થાય છે.

સુરદાસજી અને તુલસીદાસજી અનેક દોષથી આવૃત્ત જીવ હતા, પણ ભક્તિનો રંગ લાગતાં તમામ પાપકર્મ કરવા છોડી દઇ પ્રભુ સ્મરણ-માં લીન થતાં તેમને દિવ્ય વાણી અને પ્રભુદર્શન મળી શક્યાં હતા. તુકારામ મહારાજ, નૃસિંહ મહેતા, અને મીરાંબાઇને તેમના આસજનો તથા લોકોએ કનડવામાં બાકી ન રાખી હતી. તેમને ભૂખ, તરસ, ટાઢ, તડકો; નિંદા તિરસ્કાર, ઘણુંએ સહન કરવું પડ્યું. પણ તેથી દુઃખ ન માનતાં એકનિષ્ઠપણે ભક્તિ ચાલુ રાખી તો દયાળુ કૃષ્ણ પરમાત્માએ

તેમના સર્વ કષ્ટ હરી તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. મનોવાંચ્છિત ફળ આપ્યાં. તેઓ નિરક્ષર મૂઢ હતા છતાં તેમના મુખે સાક્ષર જ્ઞાની પુરૂષના મોઢેથી જે કાવ્યમય સ્તુતિ ન નિકળી શકે તે પદ સ્તુતિરૂપે બહાર કઢાવ્યાં. ધ્રુવ અને પ્રહલાદ શિશુ હતા. તેમનામાં કોઈ પ્રકારની સમજ કે જ્ઞાન ન હતું પ્રહલાદને તો તેના પિતા હિરણ્યકશિપુએ દુઃખ દેવામાં મણા રાખી ન હતી. તેણે તેને પહાડપરથી ગબડાવ્યો, ખૂબ માર માર્યો, ખાવાપીવા ન દીધું, ગરમ તેલની કડાઇમાં નાખ્યો અને છેવટ અગ્નિથી પ્રજ્વલિત લોહસ્થંભ સાથે ભેટ કરાવી તો પણ પ્રભુ ભક્તિમાં તલ્લીન થયેલો પ્રહલાદ ભક્તિથી ચલિત ન થયો. જેની ભાવના વિષ્ણુમય જગતરૂપે થયેલી એવો પ્રહલાદ મનુષ્ય, પશુ, પંખી, પર્વત, જળ, વનસ્પતિ, અને તપાવેલા લોઢાના સ્તંભમાં પણ શ્રીકૃષ્ણના દર્શન કરવા લાગ્યો. એવી અનન્ય ભક્તિથી ભક્તવત્સલ ભગવાન પ્રસન્ન થઇ પ્રકટ થયા અને દુષ્ટને દંડ આપી ભક્તને કૃતાર્થ કર્યો. ધ્રુવજીને અવિચળ પદ અને રાજ્ય આપી તેની કીર્તિ જગતના અસ્તિત્ત્વ સુધી કાયમ કરી દીધી. ભક્તિમાં આવું અલૌકિક મહાત્મ્ય હોવાથી અને તે હમણાના કલિયુગના જીવથી સહેલાઇથી બની શકે તેવી સરળ હોવાથી અગ્નિ સ્વરૂપ શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહારાજે તમામ માર્ગપર જીત મેળવી ભક્તિ માર્ગને સ્થાપન કર્યો છે. છતાં કેટલાક અજ્ઞાનવશ મૂઢ મનુષ્યો અને આજકાલના સુધરેલામાં ખપવા માંગતા નાસ્તિકો મર્મ સમજ્યા વિના ભક્તિમાર્ગની અને ભક્તોના નિંદાટીકા કરી પાપના ભાગી થાય છે. અલબત એટલો ખ્યાલ રાખવાની જરૂર છે કે કેવળ ટીલાં ટપકાં કરી અર્જાદ લઇ ભોગ આરોગાવી ભક્ત કે વૈષ્ણવ કહેવરાવવાથીજ ભગવાન પ્રસન્ન થતા નથી, પરંતુ ગીતાજીની આજ્ઞા પ્રમાણે દુનિયામાં ભગવાન

સિવાય બીજું કશું નથી એમ મનમાં દ્રઢતાથી સમજી અહંતા મમતાને વિસરી અનન્ય ભક્તિ કરવાથીજ પ્રભુ પ્રસન્ન થાય છે.

ભગવાનની ભક્તિ તો જે પ્રકારે કરવા માગે તે પ્રકારે મનુષ્ય કરી શકે છે. પણ જેને ભક્તિનો સ્પર્શ થયો નથી એવા સાધક માટે નવ વિભાગ પાડવામાં આવ્યા છે. તેના નામ–શ્રવણ, સ્મરણ, કીર્તન, વંદન, અર્ચન, પાદસેવન, દાસત્વ, સખ્યત્વ અને આત્મ-નિવેદન છે. અર્થાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા સંબંધી કથા સાંભળવી, તેના નામનો જપ કરવો, તેનુ મોટા સ્વરે કીર્તન પદ ગાવું, તેને નમસ્કાર કરવા, તેને ચંદન વગેરે લગાડવા, તેની સેવા કરવી, તેના દાસ તરીકે ભાવ ધારણ કરવો, તેના મિત્ર તરીકે માનવું અને તે પરબ્રહ્મ પરમાત્માને સર્વજ્ઞ અને સર્વેશ્વર માની પોતાનું જે કાંઇ હોય તે અર્પણ કરવું કિંવા મારૂં કાંઇ નથી, પરંતુ જે છે તે પ્રભુનુંજ છે એમ માનવું એથી પણ પ્રભુ સાક્ષાત્કાર થાય છે. મનુષ્યમાં જ્યારે ખરી ભક્તિ પ્રકટ થાય છે ત્યારે તે શત્રુ મિત્રમાં ભેદ ગણતો નથી. માન અપમાન થતાં હર્ષ શોક પામતો નથી. શીત, ઉષ્ણ અને સુખ દુઃખમાં સમાન બુદ્ધિ રાખે છે. કોઇ પણ વસ્તુ ઉપર આસક્તિ રહિત રહે છે, નિંદા અને સ્તુતિને સમાન ગણે છે, મૌન રહે છે, હરકોઇ વસ્તુથી સંતોષ માને છે, હરકોઇ ઠેકાણે પડી રહે છે અને દ્રઢ બુદ્ધિવાળો થાય છે. એવા લક્ષણવાળો ભક્તજ પ્રભુને પ્રિય થાય છે.

પરંતુ એકલી ભક્તિ કેટલીક વખત માણસને આડે રસ્તે દોરવી દે છે. એટલા માટે જ્ઞાનયુક્ત ભક્તિ શ્રેષ્ઠ છે. જ્ઞાનની ભૂમિકા અતિ ઉચ્ચ છે. ભગવાન કહે છે કે જ્ઞાની પુરૂષ તો મારો આત્મા છે. ધર્મશાસ્ત્રોના અભ્યાસથી તથા સદ્ગુરુના ઉપદેશથી જ્ઞાન પ્રાપ્ત

થાય છે. જ્ઞાનથી મનુષ્યના સર્વ સંકલ્પ વિકલ્પ, ભ્રમ અને પાપ વિનાશ પામે છે. જ્ઞાનીને જાણવા જેવું જગતનું મિથ્યાપણું અને પરબ્રહ્મનું અવિનાશીપણું જણાયું હોવાથી સંસારમાં આસક્તિ રહેતી નથી. જ્ઞાની "સર્વં ખલ્વિદં બ્રહ્મ" જે કાંઇ પ્રતીત થાય છે તે ભગવાનની માયાજ છે. વસ્તુતઃ પ્રભુ સર્વત્ર વ્યાપી રહ્યો છે એમ સમજી શકેલ હોય છે એટલે એને આત્મસાક્ષાત્કાર થવામાં બાધા આવતી નથી.

કોઇ વખત શુષ્ક જ્ઞાન માર્ગ પણ મનુષ્યને વખતે પતન દશાને પમાડે છે, ઘણા પોતાને વેદ, શાસ્ત્ર ઉપનિષદના મંત્રો તથા શ્લોકો મોઢે થવાથી જ્ઞાની માને છે પણ તે જ્ઞાની કહી શકાય નહિ. જ્ઞાન તો વેદશાસ્ત્રોનું શ્રવણ–અભ્યાસ કરવા બાદ પૂર્ણ મનન અને નિદિધ્યાસન બરાબર રીતે કરવામાં આવ્યું હોય તોજ થઇ શકે છે. બ્રહ્મ ભ્રમની લુખી વાતો કરતાં કરતાં "ઇંદ્રિય ઇંદ્રિયાણી વર્તન્તે" જેવી મિથ્યા ક્રિયામાં અને તમામ બ્રહ્મ સ્વરૂપ છે માટે ખાવાપીવામાં વિધિ નિષેધ શા માટે રાખવો જોઇએ? ગમે તે વસ્તુ, અખાદ્ય પદાર્થ ખાવામાં અને અપેય વસ્તુ પીવામાં શું બાધ છે? એવી ભ્રષ્ટ ભાવનામાં ઉતરી અધઃપતન પામ્યાના કઇક દાખલા બન્યા છે, માટે જ્ઞાન સાથે ભક્તિ અને ભક્તિ સાથે જ્ઞાન ઉભયને એકમેક કરી આત્મોત્કર્ષના પૂર્વકથિત અંગોને જીવનમાં ઉતારી આત્મોત્કર્ષને પામો એવી ભાવના સહ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



॥ हरिः ॐ तत्सत् ॥

# હિમાલયની યાત્રા.

નાની વયમાંજ પુસ્તકો તથા વિદ્વાન્ પુરૂષોના મુખે હિમાલયના દિવ્ય અને પવિત્ર પ્રદેશની અલૌકિકતા વિશે ઘણીવાર વાંચ્યું સાંભળ્યું હોવાથી જીજ્ઞાસા રહ્યા કરતી હતી કે તેની જાત્રા-અવલોકન કરવું. સુયોગ મળતાં મારા મિત્ર રા. વૃજલાલ ત્રિભોવનદાસ સાથે કલકત્તાથી સં. ૧૯૭૭ના જ્યેષ્ટ સુદિ ૯ ને મંગળવારે નીકળી કાશી અયોધ્યા થઇ હરિદ્વાર આવ્યો. હરિદ્વાર એ હિમાલયની તળેટી છે, તેમજ હિંદુઓનું યાત્રાનું મ્હોટું સ્થાન છે. બાજુમાં કનખલ જ્યાં દક્ષ પ્રજાપતિએ યજ્ઞો કર્યા હતા તે તથા ઋષિકેશ-તપોભૂમિ છે, તેથી ત્યાં હજારો યાત્રી દર વર્ષ યાત્રાએ આવે છે. હરિદ્વારમાં હરકી પાયરી નામનો કુંડ ગંગાજીમાં જોડાયલો છે તેનું સ્નાન બહુ પુણ્યપ્રદ મનાય છે. સનાતન ધર્મ ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમ નામનું હિંદુ બાળકોને પ્રાચીન પદ્ધતિ અનુસાર બ્રહ્મચર્ય પળાવીને ધર્મશાસ્ત્ર સાથે વ્યવહારિક વિદ્યા વર્ણાશ્રમ ધર્મને અનુકુળ શિખવનારૂં મોટું વિદ્યાભુવન પણ છે. આ હરિદ્વાર ક્ષેત્રમાં બાર બાર વર્ષે કુંભમેળો ભરાય છે, જે વખતે લાખો ભાવિક યાત્રીઓ સમસ્ત ભારતવર્ષમાંથી આવે છે; અને આજ શુભ સ્થળેથી શ્રી બદ્રીનારાયણની યાત્રા શરૂ થાય છે. પરંતુ આ વર્ષે સરકારે કોઇપણ કારણને વશ થઇ

દુષ્કાળના બ્હાના હેઠળ બદ્રીનાથની જાત્રા બંધ કરવાથી કેટલાક યાત્રીઓ નિરાશ થઇ પાછા ફર્યા, કેટલાક જુદે રસ્તે થઇ બદ્રીનારાયણ જવા નીકળ્યા, કેટલાકે લાંચ રૂશ્વતો આપી પોતાનો રસ્તો મોકળો કર્યો. અમોએ પ્રથમ માર્ગ સ્વીકારી ડહેરાડુનને રસ્તે આગળ વધ્યા.

## ડહેરાડુન.

ડહેરાડુનની આસપાસ વનસ્પતિ ઝરણાઓની રમણીકતા હોવાને લીધે તેમજ હિમાલયની તળેટીમાં આવેલું હોવાથી ઠંડી વિશેષ હોવાથી સત્તાવાળાઓ ગ્રીષ્મ ઋતુમાં હવા ખાવા આવે છે. રેલ્વેનો અંત પણ અહીંજ આવે છે. અહીં ફોરેસ્ટ કોલેજ છે જેમાં વનસ્પતિ શાસ્ત્ર શીખવાય છે તથા રીસર્ચ ઇન્સ્ટીટયુટ છે જ્યાં રસાયન શાસ્ત્રીઓ રસાયનિક પ્રયોગો કરી શોધખોળ કરે છે. ઘણા અંગ્રેજ વેપારીઓ કોઠી નાંખી માલદાર થઇ પડયા છે. બજાર સીધી અને મોટી છે દુકાનોમાં પરચુરણ તથા જથ્થાબંધ વસ્તુઓ મળી શકે છે. અહીં એક દિવસ રહી જોઇતી ચીજવસ્તુ ખરીદી રાજપુર થઇ મસુરી આવ્યા.

## મસુરી.

ડહેરાડુનથી ટ.ગામાં બેસી બાર આને સ્વારી સાત માઇલપર આવેલા રાજપુર સુધી પહોંચી શકે છે, પણ રાજપુરથી આગળ સખ્ત ચડાઇવાળો પ્રદેશ શરૂ થતો હોવાથી ટાંગા કે ગાડું જઇ શકે તેમ નથી. રાજપુર પણ જરા પહાડ ઉપર આવેલું છે. અહીં બહેરા મુંગાની નિશાળ છે તેમજ કાચનું કારખાનું છે. ચડાઇ પગેથી ન ચડી શકે તેવાઓને માટે અહીંથી સામાન ઉપાડનારા મજુર, સ્વારી

કરવા માટે ખચ્ચર કે ઝંપાન (ડોળી) બે ત્રણ અંગ્રેજ કંપનીઓ પેટ પૂરતો ચાર્જ કરી પૂરા પાડે છે. મસુરી રાજપુરથી સાત માઇલ દૂર છે ત્યાં સુધીના ખચ્ચરનું ભાડું રૂપિયો દોઢ તથા ઝંપાનનું ભાડું રૂપિઆ સાડાત્રણ પડે છે. ઝંપાનમાં માત્ર એક માણસ સામાન વિના બેસી શકે છે. રાજપુરથી જરા આગળ ચાલતાંજ કઠિન ચડાઇ શરૂ થાય છે. અંગ્રેજોનો આવરો જાવરો અતિશય માલુમ પડે છે. રસ્તામાં જકાત (દાણ) લેનારી ચોકી આવે છે જે ટટ્ટુ કે થોડો સામાન હોય તો પણ જકાત લે છે. ઉત્તરોત્તર અતિ વિકટ ચડાઇ થાક ખાતાં ખાતાં ચડી મસુરી પહોંચ્યા. મસુરી શહેર એક ઉંચા પહાડપર વસેલું છે આસપાસમાં જેટલા પર્વતશિખરો છે તેટલા તમામ ગોરાઓએ દેશના ગામડાઓની માફક બેઠા ઘાટના બંગલા અથવા કોટેજ બનાવી વસાવી મૂક્યા છે. મસુરીની બાજુમાં સેંકડો પહાડોના શિખરો છે, તેમાં કોઇ એવું શિખર નથી કે જ્યાં કોટેજ ન હોય. જ્યાંથી નજર કરીએ ત્યાંથી શહેરનું શહેર વસેલું જોવામાં આવે છે. રસ્તાઓ સાફ સડકવાળા રોનકદાર બાંધેલા છે. ટેલીફોન, તાર, વીજળીના દીવાની સગવડ ઉત્તમ પ્રકારે કરવામાં આવી છે. અંગ્રેજોની વસ્તી પુષ્કળ છે તેમજ હવા ખાવા માટે ઘણા અંગ્રેજો તથા પૈસાદાર દેશીઓ આવે છે. પાણીના નળ ઠેક ઠેકાણે ગોઠવાયા છે. અનેક પ્રકારનો ભભકાદાર સામાન વેચનારી દુકાનો, પોસ્ટ ઓફીસ, નિશાળો, દવાખાનું, તાર ઓફીસ નજરે પડે છે. મસુરીમાં સખ્ત ઠંડી રહે છે. પાણી પણ બહુ ઠંડું હોય છે. ઘડી ઘડીમાં ધુમસ થઇ આવી વરસાદ પડે છે. શિયાળામાં બરફ પણ સારી રીતે પડે છે. અંગ્રેજોની તથા એક બે દેશીઓની હોટલો છે, જેનો ચાર્જ સખ્ત છે. ઉનાળાની ઋતુમાં મુસાફરો આવી

ચોમાસામાં હેઠે ઉતરી જાય છે. ડહેરાડુનથી મસુરી ૧૪ માઇલ દૂર છે છતાં તે એટલી ઉંચાઇએ વસેલું છે કે તેના વીજળીના દીવા બરાબર રાત્રે ડહેરાડુનમાં દેખાય છે. અમોએ ધર્મશાળામાં જયાં લક્ષ્મીજી તથા શિવજીનું મંદિર છે ત્યાં થાકયા પાકયા ઉતારો કરી રાત ઠંડીમાં ગાળી. સવારે ગંગોત્રી જમનોત્રી જવાની હકીકત એકઠી કરી સાથે વધારે પડતો પુસ્તકોનો બોજો હતો તેનું મુંબઇ પારસલ કરી આગળ ચાલ્યા.

## હિમાલયની યાત્રાનો હેતુ.

અહીંઆ એક અગત્યની વાત રજુ કરવાની જરૂર છે કે જેમ જુની પદ્ધતિએ આપણા વડીલો અને ભાઇ બહેનો યાત્રાએ નીકળી દેવદર્શન કરી પોતાને કૃતાર્થ માને છે તેમ અમારો સંતોષ તેટલેથીજ નહોતો પરતુ તે સાથે હિમાલય તપોભૂમિ છે ત્યાં અનેક ઋષિમુનિ મહાત્મા જ્ઞાની અને સિદ્ધ પુરૂષો ગંગા યમુના તટે કુટીઓમાં અને પર્વત તથા જંગલોની ગુફામાં નિવાસ કરે છે તેઓની શોધ કરી દર્શન સમાગમ કરી આત્મજ્ઞાન સંપાદન કરવું તથા સૃષ્ટિ સૌંદર્ય નિહાળી મન હૃદયને શાંતિ આપવી. ચાલવાના પરિશ્રમથી, ભૂખ તરસ ઠંડી વરસાદ તાપના કષ્ટથી તથા સાત્વિક અને મિતાહારના સેવનથી જપ તપ ઉપાસનાને લાયક બની પ્રભુના દર્શન કરી આલોક પરલોકનું સાર્થક કરવું. આજ ભાવનાથી અમે નીકળ્યા હતા તેથી

## તિતિક્ષા

અર્થાત્ સહનશક્તિ અમોએ ધારણ કરી હતી. પાસે થોડા પૈસા લઇ અરધા અરધા મણ જેટલા કપડા વાસણ અને પુસ્તકોનો

બોજો પોટકીમાં બાંધી ખભે ઉંચકી પ્રવાસ કરતા હતા. હિમાલયના શીત પ્રદેશમાં ગરમ કપડાનું સાધન હોવું જોઇએ પણ અમે એક પણ ગરમ કપડું પાસે રાખ્યું ન હતું. ધોતી પેરણ હાફકોટ માથે કાશ્મીરી ટોપી હાથમાં લાકડી અને છત્રી રાખી કઠિન ચડાઇ ચડતા ઉતરતા હતા. આંહીનો માઇલ ચડાઇ ઉતરાઇને લઇ આપણા દેશના ગાઉથી આકરો ગણાય, તે માઇલ હરેક યાત્રી રોજના ૧૦ થી ૧૨ માઇલ વધારેમાં વધારે ચાલે પણ અમોએ ક્રમ ૧૦ થી શરૂઆત કરી ૧૨ પછી ૧૪–૧૫–૧૬–૧૮–૨૧ અને છેવટે એક એક દિવસમાં ૨૪ માઇલ સુધી ચાલ્યા. ગમે તેવું ઠંડું બરફ જેવું જળ હોય તો પણ આનંદપૂર્વક સ્નાન કરતા તથા નિમક મસાલા તેલ વિનાનું સાત્વિક ભોજન કરતા. વખતે ઘી બહુ મોંઘુ મળે કે ન મળે તો તે વિના પણ ચલાવી લેતા અર્થાત માત્ર રોટલી અને મોળી મગની બાફેલી દાળથી ગુજારો કરતા. ગમે તેવો વરસાદ તડકો ઠંડી કે ભયાનક જંગલ પહાડ હોય તો પણ નિર્ભય રીતે ચાલ્યા જતા. વેગવાળી નદી, નાળા, તુટેલા પહાડો વિના સંકોચે ઓળંગી જતા અને આટલું છતાં હરિસ્મરણ કરવામાં અને પ્રસન્નતામાં ભંગ પડવા ન દેતા.

## ધરાસુ.

ઉપરોક્ત ધ્યેય મનમાં રાખી યમ નિયમનું સેવન કરતા મસુરીથી આગળ ચાલી ૬ માઇલ પર આવેલી જાલકી ધર્મશાળામાં રાત્રી ગાળી. રસ્તો થોડી ચડાઇ ઉતરાઇવાળો પણ સામાન્ય રીતે ઠીક હતો. અહીં ધર્મશાળાની લગોલગ દુકાન છે જ્યાં ખાવાપીવાની ચીજ મળી શકે છે. બીજે દિવસે આઠ માઇલ ચાલી ધનોલ્ટી આવ્યા.

અહીં બાવા કાળી કમળીવાળાની ધર્મશાળામાં ઉતારો કર્યો. પાથરવાને તથા ઓઢવાને દરી-શેત્રંજી કામળ તથા રસોઇને માટે બલતણુ-વાસણુ ધર્મશાળા તરફથી મળ્યા તેનો ઉપયોગ કર્યો. અહીં એક દુકાન છે પણુ દુકાનદાર જામેલો હોઇ માલ હલકો અને પૂરું દામ લેવા છતાં બેદરકારીથી આપે છે. બાળવાના લાકડાની બહુ મુશ્કેલી જણાઇ. બાજુમાં લાકડાના જંગલે જંગલ ઉભા છે પણુ ઠેકો-ઇજારો અપાયલો હોવાથી જંગલમાંથી લાકડાનો કટકો પણુ લઇ ન શકાતો. ઠેકેદાર ઇજારદાર-કયાંય ચાલ્યો ગયો હોય તો યાત્રીની કમબખ્તી સમજવી ! કાશીમાં મારે હાથે ફોલ્લો-ગુમડું નીકળ્યું હતું તે બહુ વ્યાધી કરતાં ઓપરેશન કરાવવું પડયું હતું તેની પીડા કાયમ હતી તેવામાં મારા સાથીને પગે જોડા ડંખવાથી તથા વાથી ગોઠણુમાં પીડા ઉત્પન્ન થવાથી આગળ ચલાય તેમ ન લાગ્યું. તેલ ઘી ચોળવાથી ફાયદો ન જણાતા ટટ્ટુ ખચરો ભાડે કરી ૭ માઇલપર આવેલા કાણુાતાલ પહોંચ્યા. કાણુાતાલ આવતા રસ્તામાં ખચ્ચરો પર બેસવાથી જીવ ગભરાવા માંડયો. ભયંકર ઉંચા પહાડો તેનાપર સાંકડો છ ફુટનો રસ્તો વળી તે રસ્તો કયાંક કયાંક તુટેલો હતો ખચ્ચર પણુ એવું એવળું કે વચ્ચે અગર પહાડની બાજુમાં ન ચાલતાં પહાડની કિનારપરજ ચાલે એટલે જો પત્થર ખસે, રસ્તાની કિનાર તુટે કે સામેથી આવતા બીજા ખચ્ચરને અથડે તો નીચે પાતાળ જેવી ઉંડી જણાતી ખાઇમાંજ ગબડાવી મારે ! અહીં સર્વત્ર પર્વતમય જગત દેખાતું હતું. કાણુાતાલમાં બે ત્રણુ દુકાનો હતી ત્યાંથી સીધો સામાન ખરીદી રસોઇ કરી પણુ પાણીની બહુ મુશ્કેલી ભોગવવી પડી. બીજે દિવસ કઠણુ થઇ પગપાળા આગળ ચાલ્યા. થોડું ચાલ્યા બાદ બે રસ્તા જેમાં એક રસ્તો ઉપરનો ટેહરી ગયેલો છે અને બીજો નીચેનો ગંગોત્રી તરફ જતો હતો. બીજે રસ્તે ૧૦ માઇલની

સખ્ત ઉતરાઇ ઉતરી બલડિયાના પહોંચ્યા. અહીં પહોંચતા બહુ થાક લાગ્યો હતો. અહીં આગળ ગંગાજી મળી જાય છે. ધર્મશાળાથી એક કઢંગી, ચાલનારને ગભડાવી દે તેવી કેડીએ ચાલી ગંગાજીમાં સ્નાન કરી દુકાનથી સીધો સામાન લઇ રસોઇ કરી જમ્યા. અહીં આગળ નેપાળી યાત્રીઓ જેઓ ૨૪ ની સંખ્યામાં હતા તેનો ભેટો થયો. બીજે દિવસે સવારમાં ૭ વાગે રાજના નિયમ પ્રમાણે ચાલી છામ તથા નિગુણુ થઇ ૧૫ માઇલપર આવેલા ધરાસુ પહોંચ્યા. રસ્તામાં ચડાઇ ઉતરાઇ કમ હતી. છામમાં ધર્મશાળા દુકાનની સગવડ હતી પણ નગુણુમાં ધર્મશાળા બેહાલ હાલતમાં ટકવા લાયક ન હતી. ધરાસુમાં ધર્મશાળા પાસે બે દુકાનો તથા ગંગાજીના જળની સારી સગવડ હતી. ધરાસુથી એક ઉપરનો રસ્તો ૪૮ માઇલે જમનોત્રી જાય છે અને બીજો નીચેનો રસ્તો ગંગાજીના કિનારે કિનારે ૭૪ માઇલ ચાલતાં ગંગોત્રી પહોંચાડે છે. મસુરી છોડયા પછીથી ઠેઠ ગંગોત્રી જમનોત્રી સુધી

## મહારાજા ટેહરી

ની રાજ્યસત્તા પ્રવર્તે છે. ટેહરી મહારાજા ક્ષત્રિય જાતિના આસ્તિક હિંદુ છે. તેના પૂર્વજ અતિ ધર્મનિષ્ટ અને પ્રજાવત્સલ વૃત્તિના હતા એટલે તેમણે ગંગોત્રી જમનોત્રીના રસ્તે સડક બંધાવી યાત્રીઓને માટે સરળતા કરી ગયા છે. પ્રથમ ટેહરી મહારાજાની સત્તા આખા હિમાલયમાં ચાલતી હતી. રાજાની ધર્માળ અને પરોપકારી વૃત્તિને લઇ લોકો રાજાને શ્રીબદ્રીનારાયણુનો અવતાર સુદ્ધાં માનતાં અને જાત્રાએ જવા પહેલા ટેહરી જઇ મહારાજાના દર્શન કરી આશીર્વાદ લીધાં પછીજ યાત્રી આગળ વધતા પણુ હાલ તો હિંદુસ્થાનના

બીજા ૭૦૦ દેશી રાજાઓની માફક આ મહારાજાની પણ પરતંત્ર દશા છે. કર્તવ્ય વિમુખ અને સ્વાભિમાન ખોવાથી ચાલાક અંગ્રેજ સત્તાવાળાઓએ ક્રમે ક્રમે અરધા હિમાલયમાં પ્રવેશ કરી પગદંડા જમાવ્યો છે. મહારાજાની પ્રજા દુઃખી, અજ્ઞાન, મૂર્ખ, રાંકડી, નિર્માલ્ય હોવા છતાં તેને સુધારવાનો કે સહાય કરવાનો જરાય વિચાર સૂઝતો નથી એટલુંજ નહિ પણ જંગલો બંધ કરી નાના પ્રકારના અંકુશો અંગ્રેજોનું જોઇ જોઇ બેસાડવાથી ઉલટો પ્રજાની અગવડતામાં વધારો કર્યો છે. વર્તમાન રાજા તરફથી યાત્રીને માટે કાંઇ બંદોબસ્ત કે સંભાળ રાખવામાં આવતી નથી, પરંતુ ઋષિકેશવાળા મહાત્મા

## બાવા કાળીકમલીવાલા.

એ અમોઘ પુણ્યનું કામ કર્યું છે. એ મહાત્મા ૩૦ વર્ષ પૂર્વે ઋષિકેશમાં થઇ ગયા છે. એમના પ્રેમાળ હૃદયમાં ધર્મ તથા દયાની લાગણી ઉભરાવાથી કલકત્તા-મુંબઇના શ્રીમંતોને શ્રીબદ્રીકેદારનાથ તથા ગંગોત્રીની જાત્રાની મહત્તા સમજાવી ઠેક ઠેકાણે ધર્મશાળા (ધર્મશાળામાં દરી, કમલ અને વાસણોના સાધનોનો પ્રબંધ) સદાવ્રત તથા દવાખાનાઓ ખોલાવી યાત્રીઓના અનેક કષ્ટ કમી કરી ભારે આશીર્વાદ મેળવ્યા છે. એ મહાત્મા તો પરલોકવાસી થઇ ગયા છે પણ એમના ઉત્તરાધિકારી મહાત્મા રામનાથ છે તેઓ પણ ગુરૂના પવિત્ર પગલે ચાલી સદ્‌ગત્ મહાત્માનું પુણ્યકાર્ય આગળ વધારી રહ્યા છે. અલબત બહુ જગ્યાઓ સંભાળવાની હોવાથી ક્યાંક નોકર ચોકીદારો બેદરકારીથી વર્તે છે, ક્યાંક કોઇ નોકર યાત્રીઓની સગવડ ન સાચવતાં ધર્મશાળાની વસ્તુઓનો પોતેજ ઉપયોગ કરે છે, ક્યાંક ધર્મશાળા જીર્ણ હાલતમાં માંકડ મચ્છર ચાંચડયુક્ત હોય છે, તે ખામીઓ

દૂર કરાવવાની જરૂર છે; એટલુંજ નહિ પણ ધરાસુથી જમનોત્રીને રસ્તે યાત્રીને ઘણું કષ્ટ અને અગવડતા ધર્મશાળા તથા દુકાનના અભાવે વેઠવા પડે છે તે તરફ પણ મહાત્માશ્રીએ પોતાનું પરોપકારી કાર્ય લંબાવવાની જરૂર છે. આશા છે કે પ્રભુ પ્રેરણાએ તેમનું હૃદય તે તરફ વળે.

## જંગલ અને પહાડો.

ધરાસુથી જમનોત્રી રસ્તે ચાલતા સડક ઉપરનો રસ્તો ગીચ જંગલમાંથી પસાર થાય છે. જંગલમાં તાડ જેવડા લાંબા દેવદારના વૃક્ષો સંખ્યાબંધ ઉભા હોય છે. વૃક્ષો વરસાદ પવન કે થડ બળવાને લીધે નીચે પડવાનો સંભવ રહે છે તેમ પરસ્પરના સંઘર્ષણથી આગ પણ લાગે છે. આ વૃક્ષોની ડાળીઓ નાની હોય છે અને લીંબડાની માફક તણખલી સિવાય પાંદડા હોતા નથી. બબે હજાર વૃક્ષોનો જથ્થો લીલામથી વેચાય છે. એક વૃક્ષના રૂ. ૧૫ થી ૨૦ સુધી ઉપજે છે. આવા તો લાખો વૃક્ષ જંગલમાં ઉત્પન્ન થાય છે એટલે મહારાજાને તેનીજ ખરી આવક થાય છે. આ વૃક્ષોને ખરીદનાર ઇજારદાર વૃક્ષ મોટું થતા તેનાપર નંબર લગાવી તેના થડને બાળી પહાડ પર પડાવી નાંખે છે. બાદ ડાળી ડાંખરા છોલાવી જમના ગંગાદિ નદીમાં કે મોટા નાળાના પ્રવાહમાં વહેતા મુકાવી હરિદ્વાર વગેરે મોટા રેલવાળા સ્થળે પોતાની વખારમાં ઉતરાવી વેચે છે. આ વૃક્ષના આડસર, કબાટ, ટેબલ, ઘરના બારણાદિ બની શકે તેમ હોવાથી વેપારીને બહુ સારૂં દામ ઉપજે છે. જંગલોમાં સિંહ વાઘ વરૂ આદિ જંગલી પ્રાણી વસે છે તે માણસને રંજાડ કરતા નથી પણ પહાડી લોકોના બળદ ગાય કે બકરીને વખતે તક મળતા મારી

ઉપાડી જાય છે. પહાડી લોકો પણ એથી બચવાને માટે આસપાસ ભેંશાને ઉભી રાખી વચ્ચે ગાય બકરીને રાખે છે તેથી ભેંશાથી દૂર ભાગનાર ( સિંહ શીખે ) જનાવરો ફાવી શકતા નથી. ધરાસુ સુધી પાણીની તંગી હતી પણ ધરાસુ પછીથી ઠેક ઠેકાણે સુમધુર ઠંડા જળના ઝરણાઓ બબે ચાર ચાર માઇલના અંતરે મળતા રહે છે. ધરાસુથી થોડી ચડાઇ ચડયા બાદ સામાન્ય રસ્તે ૯ માઇલ ચાલતા ગેંવલા આવ્યું પણ અહીં ધર્મશાળા દુકાનની સગવડ ન હતી. ગેંવલાથી ૪ માઇલ આગળ ચાલતાં જંગલમાં દુકાન આવી ત્યાંથી આટો દાળ લઇ રસોઇ કરી ત્યાંજ રાત્રી રોકાવાનો વિચાર કર્યો પણ બેસવા સુવાનું છાપરૂં કંઇ ન હોવાથી આગળ ચાલ્યા. જરા ચાલ્યા કે આકરી ચડાઇ શરૂ થઇ. જેમ જેમ આગળ ચાલ્યા તેમ તેમ માનું ધાવણ ઓકાવી નાખે તેવી ચડાઇ આવવા લાગી. તે સાથે જંગલ અને પહાડ અત્યંત ભયાનક દેખાવા લાગ્યા. ભારે હિંમત રાખી ૪ માઇલની સખત ચડાઇ અને તેટલીજ અને તેવીજ ઉતરાઇ ઉતરી એકંદર ૨૧ માઇલ ચાલી એક દરબારી ઉતારો, ડાક બંગલો હતો ત્યાં મોડી રાતના પહોંચ્યા પણ ડાક બંગલો રાત્રીને લઇ પડતો મૂકી ૧ માઇલ રસ્તો આગળ ચાલ્યા ગયા. સારા નશીબે પહાડી લોકો સામે મળવાથી પાછા ફરી ડાક બંગલે રાત રહ્યા. આટલી ભયાનકતા અને ગહનતા પહાડો તથા જંગલોમાં હોવા છતાં એક આશ્ચર્યની વાત તો એ છે કે હિમાલયના પુણ્ય પ્રતાપે ક્યાંય ચોરી લુંટફાટ કે મારામારી થતી નથી. ડાક બંગલામાં એક અઘોરી જેવો પહાડી દુકાનદાર એક ઓરડાના ભાગમાં અંધારામાં ટુંટીયાવાળી બેઠો હતો, તેને મહા મહેનતે બોલતો કરી થોડું પાણી અને ડાળીયા લઇ નાસ્તો

કર્યો અને ખાડા ખબડાવાળી ઓસરીમાં શેત્રંજી નાખી પડયા રહ્યા. સવારે વહેલા ઉઠી ચાલી નીકળ્યા. ૪ માઇલ ચાલતા ગંગાણી આવ્યું જ્યાં જમનાજીના દર્શન થયા. સડકની નીચે દુકાન છે તથા રસોઇ થઇ શકે તેવી ધર્મશાળા છે અને તેનીજ બાજુમાં ગંગાકુંડ તથા જમનાજી વહે છે. ભગવદી જમનાજીમાં સ્નાન કરી રસોઈ કરી જમ્યા. દુકાનદારે થોડી વિસ્તારવાળી જગ્યા રોકી તેમાં દાડમી, નારંગી, અંજીર અને નાસ્પતિના વૃક્ષો ઉછેરી ફળફુલવાળા કર્યા છે. ઘણા દિવસે ફળ લટકતાં વૃક્ષો જોવાથી આનંદ થયો. ફળ જરા કાચા હતા તોપણ તોડી લઇ અંજીર તથા નાસ્પતિ ખુબ ખાધા.

બપોર પછી આગળ ચાલતા રસ્તો કાંકરા પથ્થરવાળો હતો. જમનાજીના કિનારે કિનારે ૪ માઇલ ચાલતા કુથનોર આવ્યા. આ પહાડી ગામડામાં પહાડી દુકાનદારના ઓટલે રાત્રી ગાળી. રસ્તામાં તથા અહીં રાત્રીના વરસાદ પડવાથી સારી રીતે હેરાનગતી ભોગવવી પડી. સવારના ચાલી નીકળી ૭ માઇલપર આવેલા રાતના ગામ પહોંચ્યા. રસ્તામાં ઠેક ઠેકાણે અખરોટના ફળવાળા વૃક્ષો આવતા પણ ફળ કાચા હતા. આ ગામ નજીક પહોંચતા હિમથી આચ્છાદિત સુમેરૂ પર્વતના દર્શન થયા. ગામના પાદરમાં આવતા જરદાલુના વૃક્ષોનું જંગલ દેખાયું. વૃક્ષોપરથી પાકેલાં જરદાલુ ખૂબ ખાઇ ગામમાં ગયા. આજના દિવસે પહાડી લોકોની દેવીનો ઉત્સવ હોવાથી આસપાસના ગામડાના પહાડી લોકો એકઠા મળી સ્ત્રી પુરૂષો છોકરાઓ અતિ આનંદમાં આવી જઇ નવા કપડા પહેરી ગોળ-મીઠાઇ ખાતાં ખાતાં નાચ કરતા હતા. અહીં જેમ તેમ આટો માખણ અને ભાજી મેળવી રસોઇ કરી રાત રહ્યા. પહાડી લોક દિવસ અને રાત્રી નાચ્યા. તેઓમાં

ગમે તે પુરૂષ ગમે તે સ્ત્રી સાથે નાચે તેમાં ભેદ ગણતા નથી. આ વખતે એક દરબારી નોકર આવી ચડતાં તેનું મન જરા નહિ સચવાયું હોય તેથી તેણે પહાડી લોકોને સેંકડો ગાળો દઇ ધમકીઓ આપી રંગમાં ભંગ પાડયો ! અશાંતિમાં એક દુકાનદારના ઓટલાપર રાત્રી પસાર કરી સવારે ચાલી નીકળી જમનોત્રીના પંડયાઓ જ્યાં વિશેષ કરીને રહે છે તે ખરસાલી ગામે આવી રસોઇ કરી જમ્યા. રાનાથી રસ્તો કાંકરા પથ્થરાવાળો અતિશય ખરાબ હતો. રાનાથી બે માઇલપર હનુમાન ચટ્ટી છે ત્યાં દુકાન હોઇ રસોઇ કરવાની અને રોકાવાની સગવડ છે.

## પંડયા–ગોર.

તીર્થના પંડયા અથવા ગોર, બ્રાહ્મણ જાતિના રહ્યા એટલે પૂજ્ય ગણાય પણ તેના આચાર વિચાર તથા કર્મ અભાવો ઉત્પન્ન કરે છે. તેઓ સદાચાર કે શાસ્ત્રોનું જ્ઞાન સંપાદાન કર્યા વિના કેવળ સ્વાર્થ વૃત્તિ રાખી યાત્રીઓને કેમ નીચોવવા, પૈસા કઢાવવા, એજ માર્ગ લઇ બેઠા છે ! અહીં હિમાલયમાં પંડયા સ્વાર્થી છે એમ નથી પરંતુ દ્વારિકા, રામેશ્વર, મથુરા, કાશી, ગયાથી લઇ જગન્નાથ વગેરે સર્વ તીર્થ સ્થળોમાં ધાર્મિક ક્રિયા કરાવી યાત્રી દાન દક્ષિણા આપે તેમાંજ સંતોષ માની આશીર્વાદ આપનાર ગોર–પંડયો ભાગ્યેજ મળે છે. તેમાં વળી અહીંના પંડયા ખાવા પીવામાં મુદ્દલ આચાર વિચાર પવિત્રતા કે સ્વચ્છતા રાખતા નથી. ગમે તેના હાથનું રાંધેલું ખોબામાં લઈ ખાઇ લેવામાં બાધ ગણતા નથી. નાવા ધોવાનું કે સંધ્યા ગાયત્રીમાં સમજતાં નથી. પંડયા ગોરમાં–પાત્રતા ન જણાતા દાન દેવાનું મન થતું નથી. અમોએ કોઇપણ તીર્થક્ષેત્રમાં પંડયો–ગોર ઉપરના

કારણને લઇ ન કરતા પાત્ર જોઇને શક્તિ અનુસાર જ્યાં આપવું ઘટે ત્યાં આપવાનું ધોરણ રાખ્યું હતું. આથી જો કે પંડયાઓ સાથે વખતો વખત અથડાઅથડી થતી અને ત્રાસ વેઠવો પડતો હતો તોપણ ઝાઝા કંટાળામાંથી બચી શક્યા હતા. સ્થાનની માહિતીને માટે કોઇ જાણનાર સુપાત્ર બ્રાહ્મણને પકડી લેતા જે દેવ દર્શન કરાવતો, એટલે ચાર આઠ આના દક્ષિણા આપતા. ગોર–પંડયાના વર્તનને લઇને ઘણી વખત ઓછી બુદ્ધિના માણસોને ધર્મપરથી શ્રદ્ધા ઉઠી જાય છે.

## ચડાઇ અને ઉતરાઇ.

જમનોત્રીનો રસ્તો અતિ વિકટ ચડાઇ ઉતરાઇ તથા કાંકરા પત્થર પગદંડી વાળો છે તેથી સાધુ સંત સિવાય ગૃહસ્થ યાત્રી બહુ ઓછા જાય છે. ચડાઇમાં ઘણું બળ કરવું પડે છે, વારંવાર થાક લાગે છે અને બોજો ખંભે ઉચકી ચડવું બહુ અમલ લાગે છે; જ્યારે ઉતરાઇથી ગોઠણ દુઃખવા આવે છે અને પીંડીઓ પછડાટથી ભરાઇ જાય છે. ખરસાલીથી જમનોત્રી ૪ માઇલ દૂર છે. સડકનો રસ્તો નથી પણ પગદંડી–કેડી રસ્તે જવાય છે. રસ્તો બહુ ખરાબ હતો. નાનકડી કેડી વળી તે ચડાઇ ઉતરાઇવાળી અને તેમાં પણ પહાડો ધસી પડેલ હોવાથી પગે ચાલી આગળ વધવું અત્યંત જોખમકારક હતું જો ભૂલથી કેડીપરથી બાજુની વનસ્પતિપર પગ મૂકી દેવાય તો નીચે ગબડી પડવાનું જ છે. એક ગબડી પડેલો માણસ ખાઇમાંથી કે વેગવાળી નદીમાંથી હાથ આવવો કે બચવો મુશ્કેલ છે. આ કેડી જમનોત્રી નજીક તો એટલી સાંકડી અને વિકટ બની છે કે પહાડની ટોચેથી સીધેસીધું ખાડા જેવું કાણું હોય તેમાં પગ મૂકી નીચે ઉતરી

જમનાજી વટાવી જમનોત્રી પહોંચાય છે. આમાં જરાક પગ આડાઅવળો પડે, અને તેમાં જો સાથે બોજો હોય કે છોકરૂં હોય તો ભારે દુર્દશા છે. આપણા ગુજરાતી-કાઠિયાવાડી પોપલા શરીરવાળાને માટે તો જીવના જોખમ જેવુંજ છે. આ જાત્રા કોઇએ સાથે બાળક લઇને તો કરવા જેવી નથી; એટલુંજ નહિ પણ આપણા ગુજરાતીઓએ તો સ્ત્રીઓ સાથે આ જાત્રા કરવામાં પણ ભય સમાયેલો છે. આટલું વિકટ છતાં ભગવતી જમનાજીની કૃપાથી કોઇ જગ્યાએ કોઇને જોખમ પહોંચ્યું જણાયું નથી, એ જમનાજીનો મહિમાજ સમજવો. પેટના દર્દી કે મેદ ચરબીનો જેના શરીરમાં ભરાવો થઇ ગયો હોય તેણે દવાઓનું નકામું સેવન કરવા કરતાં જો તેઓ આવી રોજ થોડી ચડાઇ ચડે ઉતરે તો તુરત તેની બાદી તુટી શરીર આરોગ્યવાન બની શકે. અપચાવાળાને માટે પણ ચડાઇ રામબાણ ઉપાય છે.

## વનસ્પતિની શોભા.

કુદરતના શોખીન અને વનસ્પતિના શોધક માણસો સ્વીટઝરલેન્ડના નૈસર્ગિક સૌંદર્યને આજકાલ આગળ કરે છે અને પૈસાવાળા તુરત તે તરફ દોડે છે પણ કાસ્મીર કે હિમાલયના જમનોત્રીવાળા પ્રદેશમાં પ્રવાસ કરી દ્રષ્ટિથી જુવે કે અનુભવે તો તેમને વિચાર બદલવા પડે. ભિન્ન ભિન્ન પ્રકારની વનસ્પતિ જમનાજીને કાંઠે અતિશય સુંદર દેખાવ આપી રહી છે. શાંતિ ધ્યાન કે વૈદ્યક વિદ્યાના ઉપાસકને અત્યંત આનંદ પ્રાપ્ત થવા સાથે ઉપયોગી તત્ત્વ મળી શકે તેમ છે, દેશના દુર્ભાગ્યે વનસ્પતિ વિદ્યાનું જ્ઞાન બહુ ઓછી વ્યક્તિ દેશમાં ધરાવે છે અને જે ધરાવે છે તે વિકટતાના કારણે કે અવકાશના અભાવે આ પ્રદેશમાં આવી શકતા નથી. નહિતર અહીં વિવિધ પ્રકારની

વનસ્પતિ ખેતરમાં જેમ ખડ ઉગ્યું હોય તેમ ઉગેલી ઉભી છે. અહીંના પહાડી લોકો જ્ઞાન બુદ્ધિના અભાવે તેનો લાભ લઇ શકતા નથી. વ્યવહારમાં ફંદાએલો માણસ બે ઘડી શ્રીની શોભાનું શાંત ચિત્તે નિરીક્ષણ કરે તો પણ સમગ્ર ચિંતા ભૂલી જાય તેમ છે. વરસાદને લઇને તેનો બહાર હરીયાળો ખીલી નીકળી બહુ દીપી રહે છે.

## જમનોત્રી.

ડહેરાડુનથી પગ રસ્તે ૧૧૦ માઇલ ચાલી ૧૧ દિવસે સુમેરૂ–કલિંદ પર્વત કે જે પર્વતમાંથી સૂર્ય પુત્રી ભગવતી જમનાજી પ્રગટ થાય છે તે જમનોત્રી મૈયાના દર્શન થયા. પહાડ પરથી અત્યંત વેગમાં વહેતા જમનાજીના પવિત્ર અતિ શીતળ જળમાં સ્નાન કરી બાજુમાં તપ્તકુંડ જેમાં અતિ ગરમ પાણી છે તેમાં સ્નાન કરી મંદિરમાં માતાજીની મૂર્તિના દર્શન કરી ભેટ ધરી. જમના માતાના સ્નાન દર્શનથી રસ્તાનો પરિશ્રમ વિસરી દેહના પાપો નષ્ટ થયાનું માની હ્રદયમાં ભારે આનંદ થયો. આ વર્ષે જાત્રા બંધ હોવાને કારણે પંડયાઓ બહુ કમ હતા. બે નાના છોકરાઓ મંદિર પાસેની ઓરડીમાં માત્ર હતા. માતાજીની પૂજા અર્ચના ગંગોત્રી કેદારનાથની માફક થતી ન જણાઇ. શૃંગાર કે એવું પણ કંઈ ન જણાયું, જમનોત્રીમાં મંદિરની પાસે ગરમ જળના ચાર પાંચ નાના કુંડ છે તે એટલા તો ગરમ છે કે બટેટા ખીચડી ચોખા પણ તુરતમાં ચડી જાય છે. બે ત્રણ ધર્મશાળા કોટડીઓવાળી છે પણ તે કોટડીઓ ગુફા જેવી અંધારાવાળી અને વરસાદના ટીપાં ચુવે તેવી છે તેથી યાત્રીને બહુ અગવડતા વેઠવી પડે છે. અહીં ઠંડી સખ્ત જણાય છે. દુકાન એકેય નથી તેથી યાત્રીને ખરસાલીથી ખાવાની ચીજ વસ્તુ સાથે લાવવી પડે છે. બાળ-

વાના લાકડાની પણ મૂશ્કેલી છે. સાથે માણુસ હોય તો તે જંગલમાંથી લાવે ત્યારેજ મળી શકે તેવું છે. અમોએ રસ્તાની બહુ કઠિનાઈ સાંભળી સામાન ઉંચકવા એક માણુસ આઠ આના ઠરાવી ખરસાળીથી સાથે લઇ લીધેલ એટલે લાકડાની મૂશ્કેલી વેઠવી નહોતી પડી. કોઇ પૈસાદાર ગૃહસ્થે અહીં સારી સગવડવાળા ધર્મશાળા બંધાવી દુકાન વસાવી ચાર માઇલનો રસ્તો રાજાની મદદથી સુધરાવી યાત્રીઓના આશીર્વાદ લેવા ઘટે છે. જમનોત્રીમાં સુમેરૂ અને તેની આસપાસ પર્વતોની હારમાળા છે, એટલે આગળ જવાતું નથી.

## ઉત્તર કાશી.

જમનોત્રીના દર્શન કરી બીજે દિવસ પાછા ફરી ખરસાળી થઇ હનુમાન ચટ્ટી જે ૯ માઇલ દૂર છે ત્યાં આવી રાત રહ્યા. ટાઢને લઇ ઓરડીમાંથી બહાર નીકળવાનું મન નહોતું થતું તેમજ વરસાદ અને ધુમસનું પણ જોર હતું તેથી મોડેથી જમનાજીમાં સ્નાન કરી રસોઇ જમી ચાલ્યા હતા એટલે ઝાઝું ચલાયું નહિ. પહાડી લોકો ચાવલ, દાળ કે રોટી દાળ ભાજીનો ખોરાક ઘી કે એવા સત્વવાળા પદાર્થ વિના ખાય છે એટલે તાકાત વિનાના રહ્યા તેથી જેમાં જોર પડે તેવું કામ તેઓ ઓછું કરી શકે છે. ચડાઇમાં તેઓ આપણી સાથે ચાલી ન શકે પણ ઉતરાઇમાં જોર કરવાનું ન હોવાથી બોજો ઉઠાવવાવાળો પણ સાથે સાથે દોડયો આવે છે. હનુમાન ચટ્ટી આગળ હનુમાન ગંગા વહે છે ને તે જમનાજીમાં મળી જાય છે. જમનાજીનો પ્રવાહ તો નાનો છે પણ તેમાં ગરૂડ ગંગા, ગાંધારી, હનુમાન ગંગા બુઢી ગંગા વગેરે નદીઓ તથા નાળાઓ મળી પ્રવાહ મોટો બને છે. લોહી વિકારને લઇને કે ખોરાકના પરિવર્તનને લઇને મને તથા મારા

મિત્રના શરીરે ચળનો ઉપદ્રવ કોઇ પણ જાતનો ગરમ પદાર્થ ન ખાવા છતાં થયો હતો અને તે એટલો બધો કે રાત બહુ આપત્તિમાં જતી. આ સ્થળે ક્યાંય દવા કે દવાખાનું મળવું મૂશ્કેલ છે. યાત્રીએ મરી સુંઠ લવીંગ તાવ, ઉધરસ, પેટ, માથાની દવા સાથે લેવી ઉપયોગી છે. અમોએ ઋષિકેશથી દવા સાથે રાખી લીધી હતી, તેમાંથી અમારા માટે તો ઉપયોગ ભાગ્યેજ કરવો પડતો છતાં તે નકામી તો નજ નિવડી. હનુમાન ચટ્ટીથી ગંગાણી પહોંચી રાત રહ્યા અને ગંગાણીથી નવો ટુંકો સડક રસ્તો ઉત્તર કાશીનો નીકળ્યો છે તે રસ્તે થઇ ઉત્તર કાશી ૧૮ માઇલ ચાલી પહોંચ્યા. રસ્તો અતિ કડક ચડાઇ ઉતરાઇ તથા પત્થર વાળો હતો. માર્ગમાં ૯ માઇલ ચાલ્યા પછી એક દુકાન આવી પણ વરસાદને લઇ છાપરામાંથી પાણી જવતું હતું

તેથી ૩ માઇલ વિશેષ ચાલી ધર્મશાળાએ પહોંચ્યા પણ તે વ્યવસ્થા ન હોવાને લઇ ગંદી, ઉતરવાને તથા રાંધવાને અયોગ્ય જણાતાં ૬ માઇલ આગળ ચાલી ઉત્તર કાશીમાં બાવા કાળી કમલીવાળાની મોટી ધર્મશાળા, કે જે સાથે અન્નક્ષેત્ર તથા દવાખાનું છે, વ્યવસ્થા સારી છે, તેમ વૈદ્ય પણ હુશિયાર છે, ત્યાં ઉતારો કરી બે દિવસ આરામ લીધો. ઉત્તર કાશીમાં કાશીની માફક મણિકર્ણિકા નામનો ઘાટ છે ત્યાં ગંગા સ્નાન થાય છે. ભગવાન કાશી વિશ્વનાથનું મંદિર છે તેમાં તથા અન્નપૂર્ણા માતાના મંદિરમાં દર્શન કર્યા; પરશુરામજી ભૈરવજીતથા દત્તાત્રેય ભગવાનના નાના નાના મંદિરો છે તેમાં પણ દર્શન કર્યા. અહીં આગળ સંન્યાસી મહાત્માઓ લગભગ ૫૦ ની સંખ્યામાં છે. તેઓ ગંગા તટે કુટીઓ બાંધી ભગવદ્ ભજન કરે છે તેમાં પાંચ છ જ્ઞાની અને નિઃસ્પૃહી વૃત્તિના છે એવું સાંભળતા બે ત્રણના દર્શન

સમાગમનો લાભ લીધો. ત્રણમાં એક ગુજરાતી અને બીજા દક્ષિણી સંન્યાસી હતા. ત્રણેય સદાચારી તથા જ્ઞાની પુરુષ હતા. તેમણે ધર્મ શાસ્ત્રની આજ્ઞાનુસાર વર્ણાશ્રમ ધર્મ પાળવાનો ઉપદેશ આપ્યો અને એમાંજ ખરૂં સુખ અને શ્રેય જણાવ્યું. ઉત્તર કાશીમાં બીજી પણ એક બે ધર્મશાળા તથા દશેક દુકાન છે તેમાં ત્રણ ચાર દુકાન નાની મોટી તમામ ચીજ જથ્થાબંધ અને પરચુરણ મળી શકે તેવી છે, મ્યુનિસિપાલીટી છે પરંતુ તેથી રસ્તાની ટાપટીપ સિવાય બીજો કાંઇ શુક્કાર વળે તેવું ન જણાયું. અહીં બાળવાના લાકડા વગેરેના ઠેકા હોવાથી ઠેકેદાર ક્યાંય ચાલી જવાથી લાકડા મેળવવાની પારાવાર આપદા ભોગવવી પડી. સત્તાવાળાઓની એટલે સુધી મૂર્ખાઇ છે કે ઠેકેદાર ન હોય અને લાકડા વિના લોકો હેરાન થાય તો ભલે પણ બીજું કોઇ વેચે તો રૂપિયા દશ દંડ ભરવો પડે! પંડ્યાઓ અહીં આગળ ઘણા છે. તેઓ ઉત્તર કાશીનું માહાત્મ્ય બહુ મોટું વર્ણવે છે. તેઓ કહે છે કે ભગવાન શંકરે કલિયુગને લઇ કાશીમાં પાખંડ વધી જવાથી ઉત્તરા ખંડની ભૂમિમાં આવી ઉત્તર કાશીમાં વાસ કર્યો છે. અહીં ઠંડી ન જણાઇ. ગામમાં પહાડી લોકોની વસ્તી વીશ પચીશ ઘરની હતી.

## પહાડી જીવન.

હિમાલયના ભયાનક પહાડો—પર્વતોની મધ્યમાં વીશ વીશ પચીશ પચીશ ઘરના નાના ગામડાઓમાં અહીંની વસ્તી—પહાડી લોકો વસે છે. તેઓમાં વિશેષ કરી બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિના લોક છે. પહાડી લોક અભણ, ભોળા, દરિદ્ર, ગંદા મહેનતુ, બીકણ તથા આચાર વિચાર વગરના છે. ગામડામાં નિશાળ કે દુકાન ક્યાં-

ફજ હોય છે. નાના બળદોથી આપણા ફળીયા જેવડા નાના નાના ખેતરોમાં ખેતી કરી, યાત્રીઓનો બોજો ઉંચકી અથવા ઢંડી ( લાંબા સુંડલા ) માં બેસાડી મહેનત મજુરી કરી નિર્વાહ ચલાવે છે. યાત્રીઓને લીધે દુકનદારી તથા પંડ્યાપણું પણ તેઓને સારી કમાણી આપે છે. પહાડી પુરૂષ વર્ગ જમનોત્રી ગંગોત્રી જેવા ઠંડીવાળા સ્થળમાં ગરમ ચોરણી અંગરખુ અને ટોપી પહેરે છે. સ્ત્રીઓમાં લાજ પડદો નથી. ઘાઘરો બાંધવાળું બદન તથા માથે પાંચ હાથનું ફાળીયું વીંટે છે. સ્ત્રીઓ આખો દિવસ ખેતરમાં ઘાસ ખોદવાનું કે એવું કામ કરતી હોય છે. આ લોકોમાં ખાવા પીવાની આભડછેટ નથી. માત્ર અમુક જાતિ કહેવરાવે છે એટલુંજ. જો પવિત્ર જાત્રાના ધામ આ પ્રદેશમાં ન હોત અને જાત્રી ન આવતા હોત તો આ લોકો જંગલી પશુ કરતાં પણ બેહાલ હાલતમાં હોત. બોલવામાં તેઓ પહાડી ભાષા બોલે છે પણ કોઇ ભણ્યું હોય તો હિંદીમાં લખે છે. અર્થાત લખાણ હિંદી લિપિમાં છે. અહીં નાની નાની ગાયો, ભેંસો, બકરીઓ તથા ખચ્ચરો છે. ગાય ભેંસ દુધ બહુ ઓછું દે છે. ખચ્ચરો તથા બકરા ઘેટા ભાર ઉંચકવામાં ખમતીધર છે. પહાડી લોકોના ઘર તબેલા જેવા—લાકડાની છુટ હોવાથી મોટે ભાગે લાકડાના બે માળવાળા બાંધેલા હોય છે. ઉપર નળીયાની જગ્યાએ પહાડનો પાતળો પથ્થર કે ભોજપત્ર બીછાવેલ હોય છે તેથી તેમાં પાણી તડકો નથી આવી શકતા. દરેક ઘરની સામે હાટડી જેવું ભંડકીયું ( ભંડારીયું ) હોય છે તેમાં તેઓ ખાવા પીવાનો સામાન રાખે છે. ઘરને ભંડકીયા સાથે સાંકળથી સંબંધ રાખે છે એટલે કોઇ ખોલે તો તુરત ઘંટડીથી ખબર પડી શકે છે. ઝરણા અને નાળાઓ જ્યાં વેગમાં વહે છે ત્યાં

તેનાપર ઝુંપડી બાંધી તેમાં ઘંટી ગોઠવે છે અને તે ઘંટીમાં ઘઉં વગેરે દળી લે છે. તેમજ કેટલાક તો સંધાડીયાનું કામ કરી લાકડાના ઘાટ, બરણી વાટકા વગેરે ઉતારે છે. પુરૂષો સ્ત્રીઓ તથા છોકરાઓ જે કોઇ જાત્રી નીકળે છે તેની પાસેથી પાઇ પૈસો જનોઇ કે સોય દોરા માગે છે કારણ કે અહીં સોયદોરા મળવા અશક્ય હોય છે. ખેતરો નાના એટલે વવાય થોડું તેમ ઉત્પન્ન પણ થોડી થાય છે. પેદાશમાં બટેટા, ઘઉ, તથા અડદ છે. પહાડી લોકો પગરખા પહેરતા નથી તેમજ હજામત એક બે માસે પોતાને હાથે કે એક બીજાની કરી લેછે, એટલે અહીં હજામ કે મોચી મળવા મૂશ્કેલ છે. પહાડી લોકો ચાલતા, નવરા બેસતા, વાતો કરતા ઘેટાના ઉનના કોકડા હાથથી વણીને બનાવતા હોય છે, અને જ્યારે તે વેજુ વણવા જેટલી થાય છે ત્યારે સ્ત્રીઓ બહુ સાદી રીતે વણી થાન તૈયાર કરે છે, આ થાન ૨૦ વાર લાંબુ તથા એક હાથ પહોળું હોય છે, તેની રૂપિયા દશ કિંમત ઉપજાવે છે. થાન મજબુત, ટકાઉ, સસ્તુ હોઇ ખપે છે. પહાડી લોક સર્વત્ર જીજ્ઞાસાથી અમોને પૂછતાં કે ગાંધી મહારાજ કોણ છે? શું તે મહાત્મા અવતારી હોઇ સ્વરાજ અપાવી દેશે? અમો જવાબમાં વસ્તુ સ્થિતિ સમજાવી કહેતા કે તેઓ એક ઓછા ધર્મજ્ઞાનવાળા તથા રાજનીતિના જ્ઞાનરહિત પણ મનોબળવાળા માણસ છે. આગેવાનો ચળવળ કરે છે પણ જ્યારે આખો દેશ સંપ કરી તૈયાર થઇ સ્વરાજ્ય ઇચ્છશે ત્યારે તેજ ક્ષણે હિંદુસ્થાનને સ્વરાજ્ય મળશે.

## ગંગોત્રી.

ઉત્તર કાશીથી સવારના ચાલી ૯ માઇલપર મનેરી આવ્યા. અહીં ધર્મશાળા તથા દુકાન છે. રસોઇ કરી રાત રહી સવારે ચાલી

૯ માઇલપર આવેલી ગંગનાનીની ધર્મશાળામાં રાત રહ્યા. અહીં દુકાન છે. ચાલીને આવ્યા તે રસ્તો સાધારણ રીતે ઠીક હતો.

ચડાઇ ઉતરાઇ કાંકરા પત્થરા વિશેષ નહતા પણ ગંગનાનીથી સુકી ૮ માઇલ આવ્યા તે પત્થર કાંકરા તથા ઉતરાઇ વાળો રસ્તો હતો. ક્યાંક તો પહાડ ધસી પડવાથી આગળ વધવું મૂશ્કેલ થતું. સુકીથી ૬ માઇલ આગળ ચાલી હરસિલ ધર્મશાળામાં રાત રહ્યા. ધર્મશાળામાં કોઇ રક્ષણ નહતું. ભંડકીયા જેવા ઓરડામાં રાત ગાળી સવારે ચાલી નીકળી ૨ માઇલ પર આવેલ ધરાલી થઇ આગળ ચાલ્યા, એટલે ૫ માઇલ રસ્તો સારો આવ્યો. પણ પછી ૩ માઇલનો ચડાઇ તથા ઉતરાઇ વાળો રસ્તો જાંગલાની ધર્મશાળા સુધી આવ્યો. રસ્તામાં કવચિત્ ડાક બંગલાઓ આવતા પણ તે પ્રજા કે જાત્રી માટે નથી રહ્યા. તે તો ચોકીદાર નોકર કે વખતે ગોરો શીકાર માટે આવી ચડે તો તેના ઉપયોગ માટે કામમાં આવી શકે છે. જાંગલાની ધર્મશાળા જે ભૈરવ ઘાટી કહેવાય છે ત્યાં પહોંચતા પહેલા એક માઇલના અંતરે બે સડકો મળી. એક ઉપરની ટીબેટ—નેલંગ જતી હતી અને બીજી નીચેની ગંગોત્રી જતી હતી. અમો ભૂલથી નેલંગની સડકે દાહિના હાથ પર એટલે ડાબા હાથ પર સમજી દોઢ બે માઇલ આગળ ચાલી ગયા. સારાં નશીબે સડક સુધારવા વાળા ત્રણ ચાર કામદારો મળી ગયા એટલે પાછા ફરી ભૈરવઘાટી આવી રસોઇ કરી જમી પા માઇલનો રસ્તો કાપી શ્રી ગંગોત્રી પહોંચી ગયા. ભૈરવ ઘાટીમાં દુકાન, ધર્મશાળા તથા ભૈરવજીનું મંદિર છે. તેમજ અહીં આગળ ગંગાજી તથા જાન્હવી જે ટીબેટથી આવે છે તેનો સંગમ થાય છે. બન્ને ભારે વેગવાળી

નદીઓ છે. ભૈરવ ઘાટીથી ગંગોત્રી સુધીનો રસ્તો પણ સારો આવ્યો. ચડાઇ ઉતરાઇ હતી પણ બહુ સરળ હતી.

ગંગોત્રી મૈયાના દર્શન થતાં હર્ષ થયો. આ સ્થળે મહાનુભાવ ભગીરથ રાજાએ દશ હજાર વર્ષ પર્યંત તપ કરી ગંગાજીને પ્રસન્ન કરી કપીલ દેવજીના શ્રાપથી ભસ્મ થઇ ગયેલા તેમના પિતામહોના ઉદ્ધાર માટે ગંગાજીને પૃથ્વી પર પધરાવ્યા હતા. ભગીરથજીએ તપ કર્યું હતું તે શિલા ગંગાજીના કાંઠે જોવામાં આવે છે. ગંગાજીનું જળ અતિશય ઠંડુ છે. સ્નાન કરવાથી હાથ પગ શરીર બહેરા કુઠ થઇ જાય છે. ગંગાજીમાં સ્નાન કરી શિલાના દર્શન કરી બાજુમાં ગંગાજીનું મંદિર છે તેમાં દર્શન કર્યા. ગંગાજીના દર્શન ભાવ ઉત્પન્ન કરે તેવા છે. પૂજા પણ નિયમીત થાય છે. જો કે પૂજારીની તો પૈસા કોણ કેટલા મૂકે છે તે તરફજ દ્રષ્ટિ હોય છે. અહીં સાત આઠ ધર્મશાળાઓ છે પણ ઘણી ખરી સંભાળના અભાવે નકામી છે. બાબા કાળી કમલીવાળાની ધર્મશાળા ઠીક છે પણ ત્યાંય હવે ચીઠ્ઠી વાળો-લાગવગવાળો સગવડ પામે તેવું ચાલે છે.

અહીં વસ્તુ મોંઘી વેચાતી હતી પણ બદ્રીકેદારનાથની માફક નહિ. બે દુકાનો હતી તેમાં ઘણી ખરી વસ્તુ મળી શકતી. ઠંડી રાત્રે પુષ્કળ જણાણી. ગંગાજી જ્યાંથી પ્રગટ થાય છે, તે મુખ સુમેરૂ પર્વતમાં છે. આ ગંગોત્રી સ્થળેથી ૧૮ માઇલ દૂર છે ત્યાં સુધી કોઇ રસ્તો ન હોવાને લઇ જતું નથી. કહે છે કે ગોરાઓ શિયાળામાં બરફ જામતા ગંગાજીનો વેગ કમી થઇ જાય છે ત્યારે ગંગાજીને કાંઠે કાંઠે જાય છે. પંડયાઓ તો એટલા અજ્ઞાન છે કે ઘણા ખરા સ્થળનું મહાત્મ્ય પણ જાણતા નથી, કોઇ મહાત્મ્ય વાંચી સંભ-

જાવે છે તેને હિંદી ભાષા પણ વાંચતા આવડતી હોતી નથી. અહીંથી ગંગાજીનું જળ યાત્રી લોટીમાં ભરી લઇ જાય છે તે શ્રીકેદારનાથજીને ચડાવે છે. ગંગોત્રીના આસપાસના પહાડો પર સર્વદા બરફ રહે છે, ગંગોત્રી બદ્રીકેદારનાથની યાત્રા વૈશાખથી કાર્તિક સુદિ ૨ સુધી રહે છે બાદ ઠંડી તથા બરફ પડવાને લીધે પંડયા અને દુકાનદારો યાત્રા બંધ થવાથી નીચે ઉતરી જાય છે અને ગંગોત્રીના પૂજારીઓ મુખીમઠમાં, કેદારનાથના ઉખીમઠમાં અને બદ્રીનાથના જોશીમઠમાં ભોગ મૂર્તિ પધરાવી છ માસ સુધી પૂજા કરે છે. જનોત્રીથી ગંગોત્રી ૧૦૭ માઇલ દૂર છે, ત્યાં અમે ૯ દિવસે પહોંચ્યા.

## ઋષિ મુનિ મહાત્માઓ.

ગંગોત્રીમાં એક દિવસ વધારે રહી શાંતિથી સ્નાન દર્શન કરી બીજે દિવસે સવારે ગંગાજીને નમન કરી ચાલી નીકળી ૧૩ માઇલ પર આવેલ ધરાલા આવી રોકાણા. અહીં જયપુર રાણીની ધર્મશાળા સારી છે પણ વિશેષ સાધન નથી. દુકાન બાજુમાં છે તેમાંથી જોઇતી વસ્તુ ખરીદી રસોઇ કરી ઉત્તર કાશીથી સાંભળ્યું હતું કે એક દંડી સંન્યાસી પરમહંસ દશામાં ધરાલીમાં ગંગા તટે કુટીમાં નગ્ન અને વિરક્ત દશામાં રહે છે તેના રસોઇ જમી દર્શને ગયા. તેઓ ૪૦-૪૫ વર્ષની વયના, શરીરે મજબુત તથા હૃષ્ટ પુષ્ટ અને નગ્ન દશામાં કુટીના બારણા બંધ કરી પલાઠી મારી બેઠા હતા. બારણા ખોલી પગે લાગી દ્રાક્ષ ધરી પણ તેમણે લેવાની ઇચ્છા ન બતાવી છતાં આગ્રહ કરતા થોડી પ્રસાદી તરીકે વહેંચી દઇ થોડી રાખી લીધી તેમની પાસે એકેય વસ્ત્ર કે વસ્તુ નહતી. જ્ઞાન સંબંધી પ્રશ્નો પૂછવા વિનતી કરી પણ મૌન ધારી હોવાથી હા નાનો જવાબ ન

દીધો. ત્યાંના માણુસો કહે છે કે તેઓ શિયાળામાં બરફ પડે છે ત્યારે પણ વસ્ત્ર કે અગ્નિનો આશરો ન લેતા નગ્નજ રહે છે. કોઇ ખાવાનું આપી આવે તો દિવસમાં એક વખત થોડું લે છે. તેમની બાજુમાં પણ બીજા બે વ્રતધારી સાધુઓ હતા જેમાંના એક ઘણી વખત કૈલાસ માનસ સરોવર જઇ આવેલા હતા. આ સંત સાથે ખુબ વાતચીત કરી. હિમાલયના રૂષિ મુનિ તથા સદ્ધ પુરૂષોના અસ્તિત્વ વિશે તથા તેમના દર્શન સમાગમની તીવ્ર ઇચ્છા હોવાથી ગંગા યમુના તટે શોધ તથા વિદ્વાનોને પૂછપરછ કરતા અને ગીચ જંગલોમાં બારિકાઇથી જોતાં પણ ક્યાંય ભેટો થયો નહિ. અનુભવી અને વિદ્વાન માણુસોને, સિદ્ધના દર્શન નહિ થવાનું કારણુ પૂછતાં સમજાયું કે તેઓ અસંગ અને એકાંત સ્થાનમાં રહે છે. વળી તેઓ દિવ્ય શરીર તથા દિવ્ય દૃષ્ટિવાળા હોવાથી આપણા જેવા વિકારી વાસનાવાળા સંસારાસક્ત મનુષ્યોને મળવા અસંભવિત છે. જ્યારે આપણે વિરક્ત અને શુદ્ધ સંસ્કારી થઇ શોધ કરીએ ત્યારેજ મળી શકે. અમોને પણુ એ વાત બુદ્ધિથી વિચારતાં સત્ય લાગી.

## બુઢા કેદાર.

ધરાલીથી હરસિલ સુકી થઇ ગંગનાની રાત રહ્યા. ત્યાંથી બીજે દિવસ સવારે રવાના થઇ બપોરે ભટવાડી પહોંચી થોડો વખત આરામ લઇ પુલ ઓળંગી પગડંડીના રસ્તે બુઢા કેદાર તરફ ચાલ્યા. પ્રથમ રસ્તો ભૂલ્યા. પછી જે સામે મળનું તેને પૂછતા તો ઉલટા અથડાયા. ખેતરમાં થઇને જતાં તો તેમાં તો બીજી કેડી ફુટતી પણુ રસ્તામાં થોડે થોડે અંતરે ગામડા આવતાં ત્યાં પૂછી આગળ વધ્યા ૩ માઇલ ચાલ્યા પછી એક વેગવાળી નદી આવી તે સાહસ કરી ઓળંગી આગળ

ચાલ્યા અને ચડાઇ શરૂ થઇ. એક તો અજાણ્યો રસ્તો, વડી કેડી, સખ્ત ચડાઇ, બીજે રસ્તે ચડી જવાનો ભય, ખંભે બોજો વગેર સ્થિતિમાં આગળ ચાલી મહા મુશ્કેલીએ ૭ માઇલ પર ચટ્ટી દુકાન હતી ત્યાં પહોંચ્યા. થાકથી તથા કફોડા રસ્તાથી કંટાળી ત્યાં રોકાઇ રસોઇ કરી. પાણીવાળી કેડીએ ટોચેથી ઠેઠ નીચે સુધીની ઉતરાઇ ઉતરી આવ્યા બાદ એક નદી અને તૂટેલો પર્વત આવ્યો તે જીવના જોખમે વટાવી ધુતુના. માર્ગે ચડી ધુતુ સાંઝે પહોંચ્યા. અહીં ધર્મશાળા છે પણ ચોકીદાર તાળુ મારીને કયાંય ચાલ્યો ગયો હતો. યાત્રીને માટે સાધન નથી. બે દુકાનો તથા રઘુનાથજીનું મંદિર છે અને ભૃગુઋષિએ તપ કરી ગંગાજીને પ્રકટ કર્યા છે તે ભૃગુગંગા નામની મોટી નદી બાજુમાં વહે છે. ધર્મશાળાના ઓટલાપર રાત્રી ગાળી સવારે પવાલીના ભયંકર પહાડોના રસ્તે પડયા. પ્રથમ રસ્તો પાણીવાળો અને અતિ ગુંચવણ ભર્યો આવ્યો. બાદ ખેતરોમાં લગભગ બે માઇલ પાણીવાળી કેડીપર ચાલવું પડયું, પણ પછી એવી આકરી ચડાઇ આવવા માંડી કે ન ભૂતો ન ભવિષ્યતિ ! પહાડ પછી પહાડ, શિખર પછી શિખર વટાવતા છતાં અંતજ ન આવે. આખરે થાક ખાતાં ખાતાં ૯ માઇલ ચડયા ત્યારે બેઠો રસ્તો આવ્યો. એવામાં તુરતજ ધુમસ ફેલાયો અને ચડાઇ આવી પણ તુરતમાં પવાલીની ચટ્ટી આવવાથી રોકાયા. અહીં પહાડી લોકોના સાત આઠ છાપરાં છે તેઓ ભેંશોપર ગુજારો કરે છે. બે દુકાનો છે પણ એક દુકાનદાર જેની ચટ્ટીમાં અમો ઉતર્યા હતા તે બહુ લુચ્ચો જણાયો. આજ સુધીમાં ચાર પાંચ છ સાતથી વધી આઠ આને શેર લોટ તથા નવ રુટાંકથી છ ટાંક ઘી ખરીદના આવ્યા હતા તે.અહીં રૂપિયે શેર આટો તથા ચાર રૂપિયે શેર ઘી

જાણીને મરજાદિ સમજી વેચતો હતો. અહીં દુધ દહીંની વિપુલતા હતી તે ખાઇ રાત્રી ગાળી. સવારે ચાલી પ્રથમ પાંચ માઇલની સખ્ત ચડાઇ ચડવી પડી ત્યારે તો એમજ લાગ્યું કે હવે દુનિઆમાં આથી ઉંચુ સ્થાન હોઇ હશેજ નહિ. સામે સુમેરૂ પર્વત જે વીશ પચીશ માઇલ દૂર હતો તે પણ બરફથી સુંદર સુવર્ણની પ્રભા માફક દેખાવા લાગ્યો. ધુમસ તડકો અને વરસાદ પડયા કરતો હતો. સારા નશીબે ગઇ કાલ તથા આજે રસ્તો ન ભૂલ્યા નહિંતર આ વિકાળ જંગલો અને ભયાનક પહાડોમાં પત્તો લાગવો મૂશ્કેલ છે. બાદ ઉતરાઇ આવી તે ઠેઠ ત્રિયુગી નારાયણ સુધી ૯ માઇલની આવી. રસ્તામાં ધર્મશાળા હતી પણ તે તૂટેલી હાલતમાં નકામી હતી. ત્રિયુગી નારાયણ રોંટે પહોંચી રસોઇ કરી જમ્યા બાદ દર્શન ખોલતા ભગવાન ત્રિયુગી નારાયણના દર્શન કરી બાજુના સૂર્ય કુંડમાંથી આચમન કર્યું. આ મંદિર બહુ પ્રાચીન ગણાય છે. ભગવાન આદ્ય શંકરાચાર્યે ભગવાન ત્રિયુગી નારાયણની સ્થાપના કરી કહેવાય છે. અહીંની ભસ્મનો મહિમા ચમત્કારિક લેખાય છે. પંડયાઓ કહે છે કે ભસ્મ લગાડવાથી બાળકને કે મ્હોટાને ભૂત પ્રેતની બાધા નડતી નથી. ગામમાં સોએક ઘર પહાડી લોકોના હશે. અહીં આગળ ટેહરી મહારાજાની હદ છૂટી જાય છે અને અંગ્રેજ રાજ્યની સત્તા શરૂ થાય છે. ગામમાં ધુળી નિશાળ જેવી નાનકડા નિશાળ તથા આઠ દશ દુકાનો છે. અહીંથી સીધી સડક કેદારનાથ જાય છે. બે માઇલનાં ઉતરાઇ ઉતર્યા બાદ રૂદ્રપ્રયાગવાળી બદ્રી કેદારનાથની જાત્રાના રસ્તાવાળી સડક વાસુકીગંગા તથા મંદાકની ગંગાના સંગમ પાસે પુલ છે તે વટાવ્યા પછી ભુલ મળે છે.

# ભગવાન કેદારનાથ.

ત્રિજુગી નારાયણથી પુલ સુધી ઉતરાણ અને પછી ચડાઇ ઉત-રાણ અને પથરાઓના તથા ટુંકા રસ્તા આવવા લાગ્યા તે ઠેઠ કેદારનાથ સુધી આવ્યો. પુલ પછી ૩ માઇલે ગૌરી કુંડ આવ્યો ત્યાં અતિ ગરમ જળનો કુંડ છે તેમજ શીતળ જળનો કુંડ છે તેમાં સ્નાન કરી બાજુમાં ભગવતી મંદાકિની વહે છે તેમાં પણ સ્નાન કર્યું. બાદ પાવ તીજીના મંદિરમાં દર્શન કર્યાં. અહીં આગળ જ્યારે જાત્રા ચાલુ હોય છે ત્યારે ઘણી દુકાનો ખુલી હોય છે દુકાનો સાથે ચટ્ટીઓ પણ પુષ્કળ છે. ઓછામાં ઓછા એક સાથે પાંચસો યાત્રી રહી શકે તેટલી ચટ્ટીઓ મોટી છે. આજકાલ માત્ર બે ત્રણ દુકાનો ખુલી હતી. અહીંથી આગળ ચાલતા બબ્બે માઇલે ચટ્ટી દુકાનો આવ્યા કરે છે. કેદારનાથ નજીક જતા સાડાત્રણ માઇલ દુર રામવાડા નામની ચટ્ટી છે ત્યાં પંદર વીશ દુકાનો તથા તેટલીજ ચટ્ટીઓ અને ધર્મશાળા આવી. જાત્રીના અભાવે બે ત્રણ દુકાનો સિવાય બાકી બધી ઉડી ગઇ હતી. મંદાકિનીના કિનારે ચાલતા સખ્ત ચડાઇવાળો પથ્થરનો રસ્તો પસાર કરી શ્રી કેદારનાથ પહોંચ્યા. અમારી માન્યતા હતી કે જમનોત્રી ગંગોત્રી દેશી રાજાની હદમાં છે તેથી વ્યવસ્થા નથી પણ તે ધારણા ખોટી પડી. વાસ્તવિક તો અંધારૂ અંગ્રેજ હદમાંજ જણાયું. ઉપરની ટાપટીપ, માઇલના પત્થર મૂકાવેલા તથા કયાંક નિશાળ પોસ્ટ–ઓફીસ સિવાય રસ્તો કે પુલ તુટી ગયો હોય તે સમા-રવાનો જરાય બંદોબસ્ત ન હતો. આથી યાત્રીની જીંદગી અતિ ભય ભરેલી હાલતમાં ગણાય. શ્રી કેદારનાથમાં મંદાકિનીનો પુલ ઓળંગી દાખલ થયા કે ભગવાનના મંદિરના દર્શન થયા. સીધી

બજાર છે તેમાં પંદરેક દુકાનો તથા આસપાસમાં પંડયાના મકાનો છે. દુકાન તો જાત્રી નહિ હોવાને કારણે માત્ર એજ ખુલ્લી હતી. અહીં બાવા કાળી કમલીવાળાની ધર્મશાળામાં ઋષિકેશ ક્ષેત્રની ચીઠ્ઠી બતાવી એટલે ઉત્તમ ઓરડીમાં ઉતારો મળ્યો. ચાર મોટી કામળ ઓઢવા પાથરવા માટે તુરત માણસ આપી ગયો તેમજ તાપવા માટે સગડી તથા પાણીનું વાસણ પણ મૂકી ગયો. સાંઝે ભગવાન કેદારનાથજીની આર્તિના દર્શન અનુપમ થાય છે. રાત્રે ઠંડી સખ્ત પડી, ધુમસ તથા વરસાદ પડયાજ કરતા હતા. સુમેરૂ પર્વત મંદિરની અત્યંત નજીક હોવાથી બરફની શરદીથી જ ટાઢ વધારે પડતી હશે એમ લાગ્યું, સવારે મંદાકિની માતા જેમાં બીજી ચાર નદીઓ–ક્ષીરગંગા, મહોદધી, સરસ્વતી અને સ્વર્ગદ્વારીનો સંગમ થાય છે તેમાં સ્નાન કર્યું પણ સ્નાન કર્યા બાદ પાંચ મિનિટ તો શરીર ખોટુંજ જણાયું એટલું ઠંડુ જળ હતું. સ્નાન બાદ ભગવાનના દર્શન કરી ભેટ ધરાવી. અહીં પંડયા પુષ્કળ છે. કહે છે ૩૬૦ ની સંખ્યા છે, તેઓ પૂછપરછ કરી યાત્રીને હેરાન કરી મૂકે છે. અમોએ એક પંડયાના ચાલાક છોકરાને રોકી લીધો હતો. આ પંડયાઓ પચીશ પચાશ અને વખતે વખતે હરિદ્વાર જેટલે ૧૫૦ માઇલ દૂર જાત્રીને લેવા જાય છે અને જાત્રી તેના ઝપાટામાં આવ્યા પછી સારી રીતે નીચોવે છે. કેદારનાથજીમાં યાત્રી ધર્મશાળામાં ન ઉતરતા બહુ કરી પંડયાને ત્યાંજ ઉતરે છે. મોંઘવારી તથા અસહ્ય ઠંડીના પ્રતાપે કોઇ એક દિવસથી વધારે કેદારનાથમાં ટકતુ નથી. ભગવાન કેદારનાથનો પ્રાદુર્ભાવ એવી રીતે થયો ગણાય છે કે શ્રી પાંડવોએ કૌરવો સાથે યુદ્ધ કરી કૌરવોનો સંહાર કરી વિજય પ્રાપ્ત કર્યો પણ તેમ કરતા તેઓને બ્રહ્મ તથા ગોત્રહત્યાનું પાતક લાગ્યું તે પાતકમાંથી મુક્ત થવા માટે તેઓએ આ

સ્થળે ભગવાન શિવજીની આરાધના કરી પણ કાંઇ વળ્યું નહિ. આથી ભીમસેને ગુસ્સે થઇ પાટુ મારી એટલે ભગવાનનો પીઠનો ભાગ પ્રકટ થયો. પાંડવોને મહાદેવ ભગવાનના દર્શન કરવા ઇચ્છા હતી પણ આકાશવાણી થઇ કે મોઢું નેપાળમાં પશુપતિનાથના નામથી પ્રકટ થશે. તમારૂં પાતક નાશ પામ્યું છે, માટે ભગવાનની પીઠની પૂજા કરી સંતોષ પામો. પાંડવોએ પીઠની પૂજા કરી પીઠની પ્રતિષ્ઠા કરી એજ ભગવાન કેદારનાથજીના દર્શન છે. બાજુમાં પાર્વતીજી, નંદીજી, પાંચ પાંડવો, ભૈરવજી વગેરેની મૂર્તિઓ છે. ભગવાનને સવારે જળ ચઢાવી ભેટ ધરાવ્યા પછી મૂર્તિ પર ઘી ચોપડાવી યાત્રીના શરીરને જેમ આપણા વડીલો અને મિત્ર સંબંધીઓને મળતાં ભેટા કરે છે, તેમ પંડાઓ યાત્રીને છાતી સાથે ભેટ કરાવી પાપોનો નાશ કરવા પ્રાર્થના કરાવે છે. મંદિરની બાજુમાં હંસકુંડ, રેતકુંડ, વિગેરે કુંડમાં માર્જન થાય છે. અહીં અંત ગુપ્ત ઠંડીને લઇ લાકડા સળગાવવા મુશ્કેલ જણાવાથી કોઇ રસોઇ કરતું નથી પણ બજારમાં પૂરી મીઠાઇ દુધ મળે છે તે ખરીદી ચલાવે છે. અહીંના દુકાનદારો યાત્રીને બહુ ચાહે છે. સોદા વેચે છે તેના પૈસા માગતા નથી. તેઓ સમજે છે કે આટલે દૂર આવા ધામમાં જે યાત્રી આવ્યા હોય તે કોઇ દિવસ અસત્ય વર્તન કરે નહિ—અર્થાત પૈસા પોતાની મેળે પહોંચાડશે. અહીં તથા શ્રી બદ્રીનાથ યાત્રા ચાલુ હોય છે ત્યારે લગભગ ૫૦ થી ૬૦ હજાર યાત્રી દરવર્ષે આવે છે; પુણ્યક્ષેત્રના પ્રતાપે ધર્મશાળા મકાનોનું કામ કોઇને કોઇ ધનવાનની સહાયતાથી ચાલુજ હોય છે. ટીબેટીયનો જે ભોટીયા લોક કહેવાય છે તે પોતાની ઓરતો તથા બચ્ચાઓ સાથે ૨૫–૩૦ અહીં મજુરી કરી ગુજરાન ચલાવવા આવેલા

હતા. આ લોકો પોતા સાથે કસ્તુરી વેચવા લાવેલ હોય છે. કસ્તુરીની ભુટ્ટી મૃગની ડુંટામાં ઉત્પન્ન થાય છે. તે અતિ કિમતી વસ્તુ હોઇ ખાસ કરીને વૈદ્યો દવામાં તેનો ઉપયોગ કરે છે. અકબંધ ભુટ્ટી એક રૂપિયામાં મળતાં ખરીદી લીધી. જો કે પ્રથમ તો તેઓ દશ રૂપિયાથી કામ કરે છે પણ પછી ઠગાવાળી હેઇને આપી જાય છે. ગંગોત્રીથી કેદારનાથ ૧૧૪ માઇલ દૂર છે નિરંતર પ્રવાસ કરતા ૯ દિવસે અમારાથી પહોંચાયું.

## સુમેરૂ પર ચડવું અને નવી જીંદગી.

સુમેરૂ હિમાલયમાંના પર્વતોમાં સૌથી ઉંચામાં ઉંચો પર્વત છે. તે હમેશા બરફથી ઢંકાયલો રહે છે. જ્યારે તડકો હોય છે ત્યારે તેના બરફ આચ્છાદિત શિખરો દૂરથી જોનારને સુવર્ણ જેવા ચળકતા સુશોભિત લાગે છે. ઘણા કહે છે કે આ પર્વતની પેલી તરફ ટીબેટ છે, ઘણા કહે છે કે તેજ કૈલાસ છે અને ઘણા કહે છે કે તેની પેલી તરફ તો બરફવાળા પર્વતોજ છે. ગમે તેમ હોય પણ તેની વિલક્ષણતા જાણવાની અમેને પારાવાર જીજ્ઞાસા હતી તેથી સ્થાનિક લોકોએ અમોને ડરાવ્યા કે કાઇ જઇ શકતું નથી. ત્યાં જનાર માણસ ઠંડીથી અકડાઇ જાય છે. બરફના ચોસલાં પડવાથી તે નીચે માણસ ચગદાઇ જાય છે વગેરે કહેવા છતાં અમો કોઇના બોલવા પર લક્ષ ન આપતાં પંડ્યાના છોકરાને સાથે લઇ નીકળ્યા. પરંતુ સુમેરૂપર ચડવા પહેલા રસ્તામાં આવતી વેગવાળી સ્વર્ગદ્વારી નામની નદી ઓળંગવાની હતી. જ્યાં નદીના ત્રણ ચાર કાંઠા પડ્યા હતા ત્યાંથી ત્રણે જણા મુશ્કેલીએ ઓળંગી સામે પાર પહોંચ્યા બાદ

વનસ્પતિના ઘેરાવાને વીંધી પત્થરો પર ચડી સુમેરૂ ઉપર જવા માંડયાં. કયાંક પત્થર ખસી જતાં પગ લથડી જતાં કે માટી ખસી પડતા ભૂસકા ખાવા પડતા. થોડે ચાલ્યા પછી ધુમસ અને વરસાદ ફેલાવાથી આસપાસનું દેખાતું અદ્રશ્ય થઇ ગયું. પંડયાનો છોકરો બોલ્યો: " મને ભૂખ લાગી છે, હવે હું નહિ ચાલી શકું." આમ બોલી બેસી ગયો. મેં જવાબ આપ્યો કે: " તું પાણી પીઇ ચાહ ખાઇ બેસ, એટલામાં અમો આવશું." એમ કહેવાથી છોકરો સમજી ગયો કે, અહીંઆ ચાલાકી ચાલી શકે તેમ નથી તેથી સાથે ચાલી નીકળ્યો. બરફના થરો જામેલા હતા ત્યાં સુધી કઠણ થઇ અખુટ હિંમત ધરી ચડયા. અમારે ક્રમમાં ક્રમ જ્યાંથી મંદાકિની પ્રકટ થાય છે, ત્યાં તેના મુખદ્વાર સુધી જવા વિચાર હતો પણ ધુમસ અને વરસાદને લઇ કાંઇ સૂઝ ન પડવાથી બરફના થરો જામેલા હતા ત્યાં પહોંચી તેનું નિરીક્ષણ કરી તેને અસલ હિમાલય સમજી દર્શન સ્પર્શ તથા લાકડીવતી બરફના ટુકડા તોડી બરફની પ્રસાદી ચાખી સંતોષ પામ્યા. હવે નીચે ઉતરી સ્વર્ગદ્વારીના કાંઠાપર આવી તેને પાર કરવાની વેતરણ કરવા લાગ્યા. આ વખતે વરસાદ પડવાથી પુષ્કળ પાણી નદીમાં ચડી ગયું હતું. આમથી તેમ ઘણું ઘૂમ્યા પણ કોઇ ઉપાય નદી પાર કરવાનો સૂઝયો નહિ. અમે ઘણા મુંઝાણા પણ આખરે એકેય માર્ગ ન સૂઝવાથી કેદારનાથજીનું સ્મરણ કરી જ્યાં એક સાથે નદીનો અત્યંત વેગવાળો પ્રવાહ વહે છે અને જે કોઇ ગમે તેવો બળવાન અને તરવૈયો માણસ હોય તેને પણ ઉપાડી ખેંચી જાય તેવો છે ત્યાં ઝંપલાવ્યું. કડે જાડા રૂમાલની ભેટ બાંધી લાકડીના ટેકાવતી મજબૂતાઇથી પગ ટેકવી આગળ વધવા માંડ્યું.

પાણીના પ્રવાહે પણ ખુબ જોર મારવા માર્યું, પગ લથડયા એટલે પગમાંના પગરખાને જવા દઇ હનુમાનજીનું આહ્વાન કરી દોટ મૂકી પ્રભુ કૃપાએ પડતા લથડતા હું તો સામે પાર નીકળી ગયો, પણ મારો સાથી અને પંડયાનો છોકરો બાકી રહ્યા. સાથી હિંમતવાન હતો પણ પંડયાનો છોકરો ગભરાતો હતો તેને હિંમત આપી જ્યાં ત્રણ ચાર ફાંટામાં નદી વહેંચાયલી હતી ત્યાં ઠેક મારી પડતાં આખડતાં તેઓ પણ નદી ઓળંગી મળી ગયા. આથી અમોએ પરમેશ્વરનો ઉપકાર નવી જીંદગી પ્રાપ્ત થવા બદલ માન્યો. કારણ કે આ સાહસમાં પગ જરા તરા આમ તેમ પડે એટલેજ મરણને વિલંબ હતો.

## જ્યોતિમંઠ.

કેદારનાથજીથી સવારના ચાલી નીકળી રામવાડા ગૌરીકુંડ થઇ મંદાકિની વાસુકી ગંગાના સંગમ પાસેનો પુલ ઓળંગી આગળ ચાલવા માંડયા કે રસ્તો જરા ઠીક આવવા લાગ્યો. રામપુર ચટ્ટી આગળ માવો રૂપિયે શેર મળતા માવો તથા દુધ જમી ૧૭ માઇલ પર આવેલી ફાટક ચટ્ટી મોડી સાંજના પહોંચ્યા. રસ્તામાં ચટ્ટીઓ ઠેકઠેકાણે આવતી હતી પણ જાત્રી નહિ હોવાને લીધે દુકાનો ઘણી ખરી ઉઠી ગઇ હતી. દુકાનદારો દુકાનો બંધ કરી પોત પોતાના ગામે ચાલી ગયા હતા. અહીં એક દુકાનદાર કાયમ રહે છે અને દુકાનમાં ખાવાની ચીજો ઉપરાંત કાપડ તથા પરચુરણ વસ્તુઓ પણ ઘણી ખરી રાખી વેચે છે. રાત્રે રસોઇ કરી જમી સુઇ રહ્યા. બીજે દિવસે સવારે ઉઠી આગળ ચાલતા આગલા દિવસે સ્વર્ગદ્વારીમાં જોડા તણાઇ જવાથી ઉઘાડે પગે ચાલવું પડવાથી પત્થર કાંકરી વાગવાને લઇ પગ આળા થઇ ગયા હતા તેથી વિશેષ ચલાતું ન હતું. પડે ફુગણના

પાટા પીંડો કરવામાં આવી પણ તે વારંવાર ખસી જતી હતી. ૬ માઇલે નાલા ચટ્ટી આવ્યા ત્યાંથી એક નીચેનો માર્ગ ઉખીમઠ થઇને સીધો બદ્રીનારાયણ જાય છે અને ઉપરનો માર્ગ ગુપ્ત કાશી જાય છે. અમારો ગુપ્ત કાશી થઇને બદ્રીનાથ જવાનો વિચાર હોવાથી ઉપરના માર્ગે એક માઇલ ચાલતાં ગુપ્ત કાશી પહોંચ્યા. અહીં ગંગા યમુનાની બે ધારા છે, તેમાં સ્નાન અને તેની નિકટમાંજ શ્રી કાશી વિશ્વનાથનું તથા પાર્વતીજીનું મંદિર છે તેમાં દર્શન કર્યાં દૂરથી સાંભળ્યું હતું કે ગુપ્ત કાશી મોટું ગામ છે અને ત્યાં ઘણી મ્હોટી દુકાનો હોવાથી ચીજ તમામ સસ્તી મળે છે પણ અનુભવ થતાં જૂઠું જણાયું. ગામ પચાશેક ઘરનું હતું તેમાં નિશાળ, પોસ્ટ ઓફીસ અને પાંચ છ દુકાનો છે. પરંતુ ચીજ તમામ મોંઘી મળતી હતી. જાત્રીઓને જે જોઇશે તેમાં ચાલશે નહિ એમ સમજી દુકાનદારો અત્યંત ઉંચા ભાવે બેદરકારીથી માલ વેચતા હતા. રસોઇ કરી જમી એક માઇલની ઉતરાઇ અને એક માઇલની ચડાઇ ચડી સાંજના ઉખીમઠ પહોંચ્યા. ઉખીમઠમાં ભગવાન કેદારનાથની ગાદી છ માસ જાત્રા બંધ રહેવા પછી રહે છે તે ગાદીના દર્શન એક પુરાતન મંદિરમાં થાય છે. મંદિરમાં શ્રી નરનારાયણ, તુંગનાથ, ઓંકારનાથ, ગરૂડજી વગેરે દેવોની અને પાંડવોની તથા માંધાતા રાજાઓની મૂર્તિઓ છે. પાસેના એક મંદિરમાં ઓખા અને ચિત્રલેખાની મૂર્તિ છે તેના દર્શન કરી રાત રહ્યા. પાંચ છ દુકાનો, દવાખાનું, ચટ્ટીઓ પુષ્કળ છે. દવાખાનાનો ડાકટર વિદ્વાન હતો તેની મુલાકાત થતાં ધર્મ તથા રાજદ્વારી વિષયપર ઘણી વાતચીત થઇ. તેણે ગાંધીની ચળવળને નાપસંદ કરી. બીજા વાતચીત સાંભળનારાઓએ પણ તેની વાતને

અનુમતિ આપી. ગાંધીની ચળવળનું સ્વરૂપ તો જેણે જેણે જાણ્યું તે સઘળાએ નાપસંદગીજ બતાવી પણ તેઓ તિલક મહારાજની પ્રશંસા કરતા જણાયા. ઉખીમઠથી સવારના રવાના થઇ પ્રથમ ત્રણ માઇલની ચડાઇ ચડી પછી થોડી ઉતરાઇ અને સીધો રસ્તો વટાવ્યા પછી ૬ માઇલની અતિ આકરી ચડાઇ ચડવી પડી, બાદ ૩ માઇલની ઉતરાઇ ઉતરી મોડી રાતના જંગલ ચટ્ટી પહોંચ્યા. આજ સવારથી વરસાદ પડતો હતો તે સાંઝના ભાગમાં ખૂબ વધ્યો. ધુમસના ગોટા ઉડવાથી તથા રાત્રીનું અંધારૂ થઇ જવાથી ઘોર જંગલમાં કાંઇ સુઝ પડતું નહતું. લાલ ચીકણી માટી પાણીથી પલળવાને લઈ વધારે ચીકાશવાળી બની જતાં વારંવાર પાડી દેતી હતી. અંધારૂ થવાથી ભયાનક જંગલના જનાવરોની બીક તો ન લાગી પરંતુ પડવા આખડવાનો સંભવ પૂરો હોવાથી બહુ ઉતાવળથી ચાલી જંગલ ચટ્ટી પહોંચ્યા. અહીં આવતા વરસાદને લઇ ટાઢ ચડી હતી તેથી તાપણું કર્યું. તાપના તેજથી બન્નેના પગ તરફ નજર પડી તો અસંખ્ય જૌંક નામના કીડાઓ પગે ચોટી પડી પગો લોહી લોહાણ કરી મૂક્યા હતા. મહા મુશ્કેલીએ બે કલાકે એ ચીકણા ડખી કીડાઓને વીણી વીણી ફેંક્યા પણ પાછા ચડી આવવાનો ભય હોવાથી નિદ્રા ન કરી શકાણી. અહીં બધું અંધારાને લઇને તથા જંગલને લીધે શુનશાન્ય લાગતું હતું. સારા નશીબે અંધારામાં ચાલતા તૂટેલો રસ્તો ન આવ્યો નહિતર જીંદગીને પુરેપુરો ભય હતો. ઉખીમઠથી ૯ માઇલ ચાલ્યા પછી પોથીબાસા ચટ્ટી આવી હતી ત્યાં ખીચડી શાક બનાવી લઇ દહીં સાથે સારી રીતે જમી લીધાથી રસોઇની ઉપાધી રહી ન હતી. પોથીબાસા ચટ્ટીથી ૪ માઇલ આગળ ચાલતા ચોપના ચટ્ટી આવે

છે ત્યાંથી જરા આગળ ચાલતાં સીધો રસ્તો જાય છે તે તુંગનાથ મહાદેવ જે પંચકેદાર માંહેના એક છે ત્યાં ૩ માઇલે પહોંચાડે છે. અમો બદ્રીનાથ જલદી પહોંચવાના હેતુથી ત્યાં ગયા નહોતા. આ સ્થળે એક વાતનો ઉલ્લેખ કરવાની જરૂર છે કે, અમો પ્રથમ સાદો અને સાત્વિક ખોરાક ગ્રહણ કરતા હતા, પણ જેમ જેમ બોજા સાથે ચડાઇ ઉતરાઈ ચડવા ઉતરવાનો તથા રોજના ૧૫ થી ૨૦ માઇલ ચાલવાનો પરિશ્રમ થવા માંડ્યો. તેમ તેમ શરીરના બળની આવશ્યકતા જણાવા લાગી એટલે સત્વવાળો રાજસી ખોરાક-ઘી પાક દુધ દહીં વિશેષ પ્રમાણમાં ગ્રહણ કરવાની જરૂર પડી પણ જો અમે એમ ન કરીએ તો આગળ વધવાની તાકાત મળવી અશકય હતી. જંગલ ચટ્ટીથી સવારના ચાલી નીકળી ૧૦ માઇલ પર ગોપેશ્વર મહાદેવનું પ્રાચીન મંદિર છે ત્યાં દર્શન કર્યા. ગોપેશ્વરથી થોડે દૂર વૈતરણી નદી વહે છે. આજનો રસ્તો તૂટેલો વધારે હતો. આખે રસ્તે ધસી ગયેલા પહાડો આવતા હતા. માણસો કહે છે કે બદ્રી કેદારનાથની જાત્રા ગંગોત્રી જમનોત્રીથી સહેલ છે પણ તે સત્ય નથી. અલબત રસ્તો ઓછી ચડાઇ ઉતરાઇ તથા પત્થરવાળો છે, પણ વરસાદથી હાની પહોંચી હોય ત્યારે સમારવાની દરકાર હોવી જોઇએ તે તથા તૂટી ગયેલા પુલો ફરીથી બેસાડવાની જરાય કાળજી સત્તાવાળાને નથી. ગોપેશ્વરથી ૨ માઇલ ચાલી બપોરના ચમોલી-લાલસાંગા પહોંચ્યા. લાલસાંગા એક નાનું ગામડું છે પણ અંગ્રેજ સત્તાવાળાઓએ આ ગામમાં ડેપ્યુટી કમીશનરનું થાણું રાખી તાર, પોસ્ટ ઓફીસ, નિશાળ, દવાખાનું વગેરે રાખેલ છે. ગામમાં વીશ પચીશ ઘર તથા ચાર છ દુકાનો છે. કેદારનાથથી આવનારને અહ-

કર્નદ્ધા પરનો પુલ ઓળંગી ગામમાં જઇ શકાય છે. પુલની બાજુમાંજ ધર્મશાળા છે. ધર્મશાળામાં ગયા તો ડેપ્યુટી કમીશનરે બોલાવેલા સરકારી નોકરો સહકારનો પાઠ પઢવા માટે આવ્યા હતા તેનો ઉતારો કર્યો હતો. ઔરંગઝેબને શિવાજી મહારાજ જેમ રાત્રે સ્વપ્નમાં આવતા તેમ સત્તાવાળાઓને જંગલી પહાડી પ્રદેશમાં જ્યાં કોઇ સહકાર અસહકાર વિશે કશું સમજતું નથી અને સમજે તો લેશ પણ કરવાની તાકાત ધરાવતા નથી તેવા સ્થળમાં સહકાર શીખવવાનું સૂઝે છે! ખરેખર એ પણ બુદ્ધિની બલિહારી છે. લાલસાંગાથી હિંદુસ્થાનમાં જવા ઇચ્છનારને રામનગર સ્ટેશન સુધીનો માર્ગ મળે છે. રોજના નિયમ પ્રમાણે સવારના ચાલી નીકળી રસ્તામાં ચટ્ટીએ દુધ મળ્યું તે પી લઇ પીપળ ચટ્ટી થઇ ગરૂડ ગંગા આવ્યા. ગરૂડ ગંગામાં સ્નાન કરી સાંઝે ૨૪ માઇલ ચાલી કુમારચટ્ટી પહોંચ્યા. સવારે કુમાર ચટ્ટીથી ૬ માઇલ ચાલી જ્યોતિર્મઠ પહોંચ્યા. અહીં શ્રી નૃસિંહજીનું તથા શ્રીકૃષ્ણનું પ્રાચીન મંદિર છે. ભગવાન બદ્રીનાથની ગાદી પણ અહીં છે. જાત્રા કાર્તિકથી ચૈત્ર સુધી બંધ રહેતાં સુધી પૂજા અહીં થાય છે. ભારતોદ્ધારક આદ્ય શંકરાચાર્યે કે જેમણે જૈન બૌદ્ધ અને ઇતર ધર્મના લોકો કે જેણે હિંદુ ધર્મનો નાશ કરી હિંદુઓની દુઃખી દશા કરી મૂકી પાખંડ ફેલાવ્યું હતું તેનો નાશ કરી પુનઃ સનાતન ધર્મ ચાલુ કરી ચાર દિશામાં ચાર મઠ–પશ્ચિમમાં શારદા, દક્ષિણમાં શૃંગેરી, પૂર્વમાં ગોવર્ધન અને ઉત્તરમાં જ્યોતિર્મઠ સ્થાપ્યા હતા તે જ આ જ્યોતિર્મઠવાળું સ્થાન છે, જેને લોકો જોશીમઠ પણ કહે છે. અહીંથી એક રસ્તો તપોવન તથા બદરી જાય છે અને બીજો કૈલાસ તથા માનસરોવર જાય છે. ગામ બસો ઘરનું છે. તાર પોસ્ટ ઓફીસ થાણું વગેરે પણ છે.

# સખ્ત મોંઘાઇ.

અમો જમનોત્રી ગંગોત્રીને રસ્તે થઇ કેદારનાથથી જોશીમઠ આવ્યા. ગંગોત્રી જમનોત્રી તરફ જાત્રા બંધ નહિ હોવાથી (આ તરફ બંગાળી શેરનું વજન છે) રૂપિયાનો ચારશેર આટો, રૂપિયાનું આઠથી નવ છટાંક ઘી (બંગાળી શેરના સોળ છટાંક ગણાય છે) દોઢશેર ખાંડ, બશેર દાળ, અ[illegible]થી ત્રણ શેર ચોખા, ચારશેર દાળીયા, અઢીશેર ગોળ વગેરે મળતા હતા તે ગંગોત્રી જમનોત્રીમાં રૂપિયાનો બશેર આટો, બશેર વેસણ (ચણાનો લોટ) દોઢશેર ગોળ, દોઢશેર દાળીઆ, છ છટાંક ઘી, બશેર ચોખા, બશેર દાળ મળ્યા પણ જ્યારે પાછા નીચે આવ્યા એટલે સસ્તા મળવા માંડ્યા. હવે પરોપકારનો દાવો કરી જાત્રા બંધ રાખનાર અંગ્રેજ સરકારની હદમાં દાખલ થયા એટલે ભાવ વધવા શરૂ થયા. બદ્રીકેદારનાથમાં અને આસપાસની ચટ્ટીઓની દુકાનોમાં રૂપિયે શેર લોટ, રૂપિયે શેર વેસણ, રૂપિયે શેર દાળ, રૂપિયેથી પોણાબે રૂપિયે શેર ચોખા, રૂપિયેથી દોઢ રૂપિયે શેર ગોળ, બે રૂપિયે શેર ખાંડ, ચાર રૂપિયે શેર ઘી મળતા હતા. આવી સખ્ત, બેહદ, ચાર ગણી મોંઘવારીનું કારણ પૂછતાં દુકાનદારોએ કહ્યું કે સરકારે જાત્રા બંધ કરવાથી અમો જાત્રી નહિં હોવાને લીધે ચીજ મંગાવતા નથી. થોડી મંગાવીએ છીએ તો મોંઘી પડે છે, તેથી હોય તે ઉંચે ભાવે વેચીએ છીએ. સરકાર કહે છે કે પહાડોમાં દુષ્કાળ હોવાથી જાત્રા બંધ રાખી છે પણ એટલું તો સૌ કોઇ બુદ્ધિથી સમજી શકે તેમ છે કે પહાડોમાં યાત્રીઓને માટે ખાવાની ચીજ વસ્તુઓ ઉત્પન્ન થતી

નથી. યાત્રીઓ જે જે વસ્તુ ખાય છે—તે તમામ ચીજો હિંદુસ્થાનમાંથી જ આવે છે, તેથી યાત્રી કે યાત્રાને દુષ્કાળ પડયો હોય તોય તે સાથે શું સંબંધ છે? દર વર્ષે હિમાલયમાં ૫૦ થી ૬૦ હજાર યાત્રી યાત્રાર્થે આવે છે તેઓમાંથી પ્રત્યેક માણસ કમમાંકમ સો રૂપિયા વાપરે તો વર્ષે કુલ ૫૦ થી ૬૦ લાખ રૂપિયા વપરાય છે તેમાંથી નહિ નહિ તોપણ ચોથો ભાગ એટલે ૧૨ થી ૧૫ લાખ રૂપિયા પહાડીઓને દર વર્ષે લાભ મળતો હશે તે લાભ જાત્રા બંધ કરવાથી થતો અટકાવ્યો છે. એટલે જાત્રા બંધ કરવાથી તો ઉલટો ખરો દુકાળ પાડયો છે! જો જાત્રા ચાલતી હોય તો બોજા કંડી ઉપાડનારની મજુરી ચાલે, દુકાનદારની દુકાનદારી ચાલે અને પંડયાનું પંડયાપણું ચાલે છે.જાત્રા બંધ રહેવાથી બધાની રોજી બંધ થાય છે. સત્તા આગળ શાણપણ શા કામનું?

## શ્રીબદ્રીનારાયણ.

જોશીમઠથી બે માઇલ ઉતરાઇ ઉતરી આવ્યા એટલે વિષ્ણુ પ્રયાગ પહોંચ્યા. અહીં અલકનંદા તથા ધૌલી ગંગા નામની બે અત્યંત વેગવાળી નદીઓનો સંગમ થાય છે. પુલ પાર કરી આગળ વધાય છે પણ લાકડાનો તૂટેલા જેવો પુલ છે તે પાર કરવામાં જોખમ છે તેથી માણસ ગભરાય તેવું છે. આગળ ચાલતાં ચટ્ટીઓ દુકાન વિનાની ઉજ્જડ પસાર કરી પંડુકેશ્વર પહોંચાય છે. પંડુકેશ્વર ગામમાં ચાલીસ પચાસ ઘરની વસ્તી છે. અહીં પંચબદ્રી માંહેના એક પંડુકેશ્વર ભગવાનનું મંદિર છે તથા ધર્મશાળા પણ છે. અહીંથી લોકપાલ કરીને એક પવિત્ર અદ્ભુત સ્થાન સાત આઠ

માઇલ દૂર છે ત્યાં તળાવમાં પાણી એક તરફ વહે છે પણ અંદર ઉતરી સ્નાન કરનારને પ્રવાહ ઉલટી તરફ ધસડી લઇ જાય છે. પંડુકેશ્વર નજીક પુલ વગરના મોટા નાળા છે તે વરસાદને લઇ ઓળંગવા ભયકારક છે. અમારે તે ઓળંગવામાં મૂશ્કેલી પડી હતી. હનુમાન ચટ્ટી થઇને ૧૧ માઇલ ચાલી ભગવાન બદ્રીનાથ પહોંચ્યા. કેદારનાથથી ૧૦૦ માઇલ દૂર હોઇ આ ધામ પહોંચતા સાત દિવસ થયા.

જે પવિત્ર ધામમાં પહોંચવાને માટે આટલું બધું હિમાલયમાં ફરવું પડયું હતું તે શ્રીબદ્રીનારાયણમાં પહોંચતા અત્યંત આનંદ થયો. બે માઇલ દૂરથી મંદિરના દર્શન થયા એટલે હર્ષધ્વની નીકળી ગયો. બદ્રીનારાયણમાં પહોંચ્યા બાદ ધર્મશાળામાં ઉતારો કરી મંદિરની બાજુમાં પતિતપાવની ભગવતી અલકનંદા વહે છે તેના અતિ શીતળ જળમાં સ્નાન કરી બાજુમાંજ નારદકુંડ, ગૌરીકુંડ, સૂર્યકુંડ, ગરૂડકુંડ, તથા તપ્તકુંડ નામના પાંચ કુંડ ગરમ જળના છે તેમાં સ્નાન કર્યું. બાજુમાં નારદશીલા, માર્કંડેય શીલા, વરાહ શીલા, ગરૂડ શીલા વગેરે જબરજસ્ત પત્થરો છે તે ઉપર તે તે નામના ઋષિઓએ હજારો વર્ષ તપશ્ચર્યા કરી છે તેના દર્શન સ્પર્શ કર્યા બાદ ભગવાનના મંદિરમાં દાખલ થયા. ઉક્ત કુંડો તથા શીલાઓના સ્પર્શ સ્નાનનું મહાત્મ્ય બહુ ભારે વર્ણવાયલું છે, ભગવાનના મંદિરમાં દાખલ થવા અગાઉ જય વિજય દ્વારપાળોના દર્શન થાય છે તે કરી મંદિરમાં ગયા. ભવ્ય મંદિરમાં શ્રી બદ્રીનારાયણની શૃંગાર મૂર્તિના દર્શન થયા. ભગવાનની ડાબી બાજુમાં નરનારાયણ દેવના, એમની નીચે નારદજી ઉદ્ધવજીના અને ભગવાનની જમણી બાજુ કુબેરજી તથા ગરૂડજીના દર્શન થયા. પ્રેમપૂર્વક દર્શન કરી ભેટ ધરી

ભગવાનની સ્તુતિ કરી વારંવાર નમસ્કાર કરી મંદિરને પ્રદક્ષિણા ફરી, મંદિરની બહાર લક્ષ્મીજી, ગરૂડજી, હનુમાનજી, ગણપતિજી અને ઘંટાકર્ણના દર્શન થાય છે. ભગવાનની સવાર સાંઝ આર્તી થાય છે. આર્તી થયા બાદ શૃંગાર ઉતારી નંખાય છે. સવારે ભગવાનને ચોખા દાળનો ભોગ ધરાવાય છે. ભગવાનનું સિંહાસન ચાંદીનું છે અને છત્ર સુવર્ણનું છે. મંદિરની વ્યવસ્થા સરકારી ટ્રસ્ટના હાથમાં છે. પૂજારી મદ્રાસી છે, તેને દર માસે બસો રૂપિયા પગાર મળે છે. ભગવાનનું કીર્તન અને વેદ મંત્રોથી સ્તુતિ કરનારા પંડિતો પણ મંદિર તરફથી છે. છડીદારો તથા બીજા નોકરો પણ ઘણા છે. મંદિરની પેઢીમાં મહેતાઓ હિસાબ ખિતાબ રાખે છે. પૂજારીનું ઘણું માન છે. કહેવાય છે કે દર વર્ષે ભગવાનના મંદિરનું પચાશ હજાર રૂપિયા ખર્ચ છે. ભગવાનને ભેટ પણ યાત્રીઓ તરફથી મોટી ધરાય છે એટલે ખર્ચ પુરૂં થઇ રહે છે. શ્રીમંત જાત્રીઓ હજારો રૂપિયા ધરી જાય છે. ભગવાનને ચંદન પુષ્પ તુલસી માળા ધરાય છે તે પ્રસાદીમાં પૈસા આપવાથી મળે છે. તેમજ આઠ આના આપવાથી ચોખા દાળનો પ્રસાદ પણ મળે છે. અહીં પ્રસાદને ગમે તે જાતિનો માણસ અડતાં સ્પર્શ દોષ લાગતો નથી. જગત્ પિતા શ્રી વિષ્ણુ ભગવાને બદ્રી નામના વૃક્ષ નીચે બેસી તપ કર્યું હતું તેથી ભગવાનનું નામ બદ્રીનારાયણ પડયું કહેવાય છે. શ્રી નરનારાયણ દેવે પણ હજારો વર્ષ તપશ્ચર્યા કરી આ ક્ષેત્રમાં અખંડ વાસ કર્યો છે તેથી આ ધામ મુક્તિ આપનારૂં–સર્વ પાતક હરીને મનકામના સફળ કરનારૂં સર્વ શ્રેષ્ટ ધામ ગણાય છે. સ્વકુટુંબ સ્નેહી સંબંધીઓને સંભારી સ્નાન દર્શન કર્યા પછી ભોજન કર્યું.

અહીં પંદર વીશ દુકાનો, પંડયાના મકાનો તથા બાવા કાળી કમળી વાળાની ધર્મશાળા છે. દંડી તથા લાકડા અને ચીજ વસ્તુ મોંઘા મળવાને લઇ રસોઇ બહુ એ છા જાત્રી કરે છે. પુરી, શીરો, પેંડા વગેરે તૈયાર ખાવાની વસ્તુઓ મળી શકે છે. બ્રહ્મચારી પરશુરામજી તથા વૃજવાસી બ્રહ્મચારી નામના બે સાત્વિક બુદ્ધિના વયોવૃદ્ધ જ્ઞાની પુરૂષો છે તેનો દર્શન સમાગમ થતાં આનંદ થયો. ૫ માઇલપર વસુધારા ામની એક ધારા બહુ ઉંચેથી જોરથી પડે છે તેના દર્શન ાચમન કર્યું. આ ધારામાં આઠ વસુઓનો વાસ છે તેથી તેના દર્શન સ્નાન કરનારને માટે બહુ મોટું પુણ્ય મનાય છે. વસુધારાનો રસ્તો વિકટ છે. બદ્રીનાથજીની બાજુમાં નારાયણ પર્વત અને તેની બાજુમાં સુમેરૂ પર્વત છે તથા સામે ગંધમાદન પર્વત છે. અલકનંદા સાથે ઋષિ ગંગાનો સંગમ થાય છે તેનું મહાત્મ્ય પણ મ્હોટું ગણાય છે. અહીં તાર, પોસ્ટ ઓફીસ તથા દવાખાનું છે.

## જપ તપ આરાધના.

તીર્થ યાત્રા કરવાનું પ્રયોજન કેવળ સ્નાન, દર્શન, દાન કરવું એટલુંજ નહિ પરંતુ જપ, તપ, આરાધના તથા મહાપુરૂષોનો સમાગમ કરવો એ પણ છે. અમારો પ્રથમથી સંકલ્પ હતો કે દર્શન કર્યા બાદ જપ તપમાં મન પરોવવું. શાસ્ત્રોમાં જપ તપનું મહાત્મ્ય બહુ બહુ વર્ણવ્યું છે. જપ તપ કરનાર સર્વ સિદ્ધિ મેળવી શકે છે પણ ઠેઠ સુધી શ્રદ્ધા રહેવી જોઇએ. એકાગ્ર ચિત્તે તપ કરતાં સુખ દુઃખ ક્ષુધા પિપાસા ટાઢ તડકાની પરવા કરવામાં ન આવે તો કસોટીમાંથી ઉત્તીર્ણ થયા બાદ તપ કરનારનો ધાર્યો

અર્થે પાર પડે છે. અમો આ ભાવનાથી ધર્મશાળાની એકાંત વાળી કોટડીમાં મૌનતા ધારી નિરાહાર અને નિર્જળ રહી ભગવાન બદ્રી નારાયણના ધ્યાનમાં ત્રણ દિવસ બેઠા. પ્રથમ બે દિવસ સ્નાન કરી સવાર સાંઝ મંદિરમાં ભગવાનના દર્શન કરી શકયા પણ ત્રીજે દિવસ સવારે દર્શન કરવા જતાં મંદિરના પગથિયા ચડતાં થાકી ગયા તેથી સાંજના ન ગયા. શ્રી વાસુદેવનું ધ્યાન સ્મરણ, વિષ્ણુ સહસ્ત્ર નામનો પાઠ, ગીતાજી, યોગ દર્શનનું વાંચન અને પ્રાણાયામ કરતાં ત્રીજે દિવસે વ્યાકુળતા વધી. શરીરના બધા અવયવો કળવા માંડયા એટલે આગળ તપ કરવાની ભાવના ઘટી ગઇ. થયું એટલેથીજ સંતોષ માની ગીતાજીમાં ભગવાન જેમ નિષ્કામ કર્મયોગ આચરવાનો, ભક્તિ કરવાનો ઉપદેશ આપે છે તેમજ વ્યવહારમાં વર્ણાશ્રમ ધર્મના કર્મ કરી વર્તવું ઠીક લાગ્યું. અલબત્ત તપનું અગાધ ફળ છે પણ આચરવું અને ઠેઠ સુધી ટકવું મહા મૂશ્કેલ છે. હવે સત્ય-પથ સ્વર્ગારોહણ તથા માન સરોવર અને કૈલાસના દર્શન કરી ઘર તરફ પાછા ફરવું શ્રેયષ્કર છે, એમ વિચાર થતાં ચોથા દિવસે તપ અટકાવી સ્નાન દર્શન કરી આહાર લીધો. સત્ય પથ, સ્વર્ગારોહણ જ્યાંથી પાંડવોએ સ્વર્ગમાં પ્રયાણ કર્યું હતું ત્યાં બરફ વાળા મહાન પર્વતમાં બરફના પગથિયા વાળી સીડી સેંકડો પગથિયાની છે કહેવાય છે કે તે સીધી સ્વર્ગે પહોંચે છે. એ સીડી ભીમસેને બનાવ્યાનું કહેવાય છે. ઉપર ચડવાથી બરફમાં ગળાઇ જવાની ભીતિ રહે છે તેથી કોઇ જતું નથી. કદાચ જવું હોય તો પાછું આવવું નહિ એવી પણ ઘણાની માન્યતા છે. અમો એ પવિત્ર અને આશ્ચર્ય યુક્ત સ્થળના દર્શન કરવા બદ્રાનાથથી નીકળ્યા. માનાથી સાથે શોધ્યો

પણ ન મળ્યો. આગળ ચાલતાં રસ્તાની અગમ્યતા જણાવાથી તથા વરસાદ ને ઠંડી લાગવાથી પાછા ફરી બદ્રીનાથ આવ્યા.

## જગદ્ગુરૂ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય.

અહીં શ્રી બદ્રીનારાયણના ધામમાં એક વસ્તુ જે બહુ અંધારામાં હતી, જેને જડ બુદ્ધિના અજ્ઞાન માણુસો પારકો પરાયો કહી નામ લેવામાં સુદ્ધાં પાપ માને છે, જેને સંપ્રદાયના આગ્રહી માણુસો પોતાનો પરાયો કહી નિંદે વખાણે તે ભગવાન્ આદ્ય શંકરાચાર્ય એ કોણ, કેવા અને શા માટે થઇ ગયા ! તે અમારા સમજવામાં આવ્યું. બુદ્ધ ધર્મે ભારતવર્ષમાં એટલી તો પોતાની પ્રબળ સત્તા જમાવી હતી કે તેમાંથી ભાગ્યેજ કોઇ બચવા પામ્યું હશે. લોકોને પ્રેમથી કે બળાત્કારથી અનુયાયી બનાવ્યા પછી બુદ્ધ ધર્મના સાધુઓ અને રાજાઓએ હિંદુઓના જગન્નાથ બદ્રીનાથ કાશી વિશ્વનાથ ગયાજી જેવા મૂખ્ય યાત્રાના ધામોમાં ઘેરા ઘાલી મંદિરમાંની પ્રભુ મૂર્તિઓનું ખંડન કરાવી ખસેડાવા મૂકી હતી. નવું થોડો વખત તો ઠીક ચાલે છે અને રમણીય દેખાય છે પણ પછી વખત જતાં તેની નિર્માલ્યતા પ્રસરવા માંડે છે. બુદ્ધ ધર્મના મિથ્યા સિદ્ધાંતોને લઇ લોકો નાસ્તિક, દુરાચારી બનવા લાગ્યા ત્યારે સત્પુરૂષોને તેના પ્રત્યે અતિ તિરસ્કાર ઉત્પન્ન થયો. ગણ્યા ગાંઠયા ધર્મજ્ઞ લોકોરત્નોનેની પ્રાર્થનાથી આચાર્ય શ્રીમદ્ શંકરાચાર્ય મહારાજ અને કુમારીલ ભટ્ટ જન્મ્યા. આ બન્ને મહાનુભાવ પુરૂષોએ જ્ઞાનબળથી, શક્તિ સામર્થ્યથી બુદ્ધ ધર્મની ક્ષુલ્લકતા સમજાવી સનાતનધર્મ એટલે શું ! અને તેને અનુસરવાથી તેમાં મોક્ષ પામવાની કેટલી સર્વોત્કૃષ્ટ સરળતા અને

અને સત્યતા રહેલી છે? તેનું ભાન કરાવી ભારતવર્ષમાં પુનઃ શ્રી સનાતન ધર્મ સ્થાપન કર્યો. ખંડિત થએલા મંદિરો અને પ્રતિમાઓ પુનઃ પ્રતિષ્ઠિત કરી શ્રીમદ્ આચાર્યજીએ જેમ ભારતના સર્વ સ્થળોમાં પ્રવાસ કરી ધર્મપ્રચાર અને મૂર્તિ પ્રતિષ્ઠા કરી હતી તેમ હિમાલયના વિકટ, નિર્જન પ્રદેશમાં પણ પ્રવાસ કરી શ્રી બદ્રીનારાયણની મૂર્તિ બુદ્ધલોકોએ મંદિરમાંથી ઉખેડી ફેંકી દેવરાવી હતી તે મૂર્તિ અલકનંદા—ભાગીરથીના તટપર આવેલા નારદ કુંડમાંથી સંશોધન કરાવી વિધિસર સ્થાપન કરી હતી. બ્રહ્મસૂત્ર, ઉપનિષદ્ અને ગીતા એટલે વેદત્રયી ઉપર જે ભાષ્ય લખે અને દેવ ઋષિમુનિ જેને માન્ય ગણે તેજ આચાર્ય કહેવાય. આવા આચાર્ય છેલ્લા ૨૦૦૦ વર્ષ દરમ્યાનમાં ફક્ત ચારજઃ શ્રી શંકરાચાર્ય, શ્રી માધવાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય અને શ્રી વલ્લભાચાર્ય થયા છે. પણ તે ચારેયમાં હિંદુધર્મ સ્થાપનાનું અતિ વિકટ કાર્ય તો મહા મહા સંકટ વેઠીને શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યજીએજ કર્યું છે એમ શાસ્ત્રપૂર્વક જોતાં ખાત્રી થાય છે. કેટલાક અજ્ઞાન અને મૂઢ મતિ શ્રી શંકરાચાર્ય મહારાજને શંકરમતના ગણી નિંદે છે તો કોઇ તેઓશ્રીને શંકરમતના સમજી વૈષ્ણવો સાથે વિવાદ કરે છે પણ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યજીને કોઇ મત કે વાડો—સંપ્રદાય ન હતો. તેમણે તો સ્થળે સ્થળે સનાતન વૈદિકમાર્ગની હિમાયત કરી પરમ દેવ શ્રી વિષ્ણુ ભગવાનની ભક્તિ જ્ઞાનયુક્ત કરવાનું દર્શાવ્યું છે, એટલુંજ નહિ પણ જગન્નાથ શ્રી વિષ્ણુ ભગભગવાનની આ સૃષ્ટિ રચનાના લોકપાળ પિતામહ બ્રહ્મા, શિવ, સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, અગ્નિ, વરૂણ, વાયુ, યમ, ગણપતિ વગેરે દેવની પણ શાસ્ત્રવિધિએ ઉપાસના કરવાનું પ્રતિપાદન કર્યું છે એમ ઉંડા ઉતરી

જોતાં સ્પષ્ટ જણાય છે. શ્રી બદ્રીનારાયણમાં ભગવાન ભાષ્યકારના ઉપકારનું સ્મરણ કરી અમે પરમ સંતોષ પામ્યા.

## સર્વ શ્રેષ્ટ તીર્થ.

ભારતવર્ષમાં નાના મોટા ઘણા તીર્થ સ્થાન તથા રમણીય વન પ્રદેશો છે. જેમ ભારતમાં છે તેમ દુનિયાના ઇતર ભાગોમાં પણ સૃષ્ટિ સૌંદર્ય છે. દ્વારકા, ડાકોરજી, પંઢરીનાથ, બાલાજી, વિષ્ણુકાંચી, મદુરા, રામેશ્વર, જનાર્દન, પદ્મનાભ, શ્રીરંગજી, જગન્નાથજી, ગયાજી, કાશી, પ્રયાગ, મથુરા, અયોધ્યા, હરિદ્વારાદિ અનેક તીર્થોમાં એક કરતા વધારે વખત અમોએ યાત્રા કરી છે તેમ જપાન, ચીન, ઈંગ્લંડ, પેરીસ, ઇટાલી વગેરે દેશો પણ જોયા છે પરંતુ ક્યાંય સુમેરૂ પર્વત જેવા બરફ આચ્છાદિત પર્વતને કે જેના મધ્યમાથી અનેક પવિત્ર નદીઓ: ગંગા, યમુના, મંદાકિની તથા તળેટીમાં ચાર ધામ: ગંગોત્રી, જમનોત્રી કેદારનાથ અને બદ્રીનાથ અને તેમાં પણ ભગવાન્ શ્રી બદ્રીનારાયણનો પ્રતાપ તો ક્યાંય કિંચિંત્ અંશે પણ દેખાયો નથી. જેમ સપ્તપુરી અને ચાર ધામમાં શ્રી બદ્રીનારાયણ શ્રેષ્ટ છે તેમ સૃષ્ટિ સાંદર્યમાં પેરીસ, ઇટાલી, જપાન કરતા કાશ્મીર શ્રેષ્ટ છે અને કાશ્મીરની વનઃશ્રી કરતા હિમાલયમાંના જમનોત્રીના માર્ગની વનઃશ્રી સર્વોત્કૃષ્ટ દર્શનીય છે. દરવર્ષે શ્રીમાન્ હિંદુઓ લાખો રૂપિયા ખર્ચ કરી યુરોપ અમેરીકામાં ભ્રમણ કરી ભ્રષ્ટ થાય છે તેઓ જો યુરોપનો મોહ ત્યજી એક વખત કાશ્મીર હિમાલયના પ્રદેશનું અવલોકન પ્રભુચિંતન અને સત્સમાગમ કરતાં થકાં કરે તો અવશ્ય અનેક લાભ મેળવીને પાછા ઘેર આવે. હિમાલયની યાત્રા પૂર્ણ કર્યા પછી અમારો તો દઢ નિશ્ચય બંધાયો છે કે પ્રભુકૃપાએ સ્થિતિની અનુકૂળતા હોય તો દરવર્ષે બે માસ તો જરૂર હિમાલયમાં વિતાડવા.

## રામનગર રસ્તે મુંબઈ.

કૃત સંકલ્પનું સમાધાન થયા પછી શ્રીબદ્રીનારાયણમાં હવે વિશેષ રોકાવાનું ઉચિત ન ધારતા શ્રી ભગવાનના દર્શન કરી અગાઉના ચાલી નીકળ્યા. પગમાં પગરખા ન હોવાથી ધોધમાર વરસાદને લીધે કાંકરા અને અણીદાર પથ્થરવાળો રસ્તો તથા નાળા મહા મુશ્કેલીએ કાપતા કાપતા ૮ માઇલપર એક મોટા નાળા પાસે આવી પહોંચ્યા. આ નાળું એક જબરજસ્ત નદીના જેવું વેગવાળું હતું. તેમાં મોટા મોટા લોઢ ઉછળતા હતા. વીશ દિવસ પહેલા પુલ નહિ જેવો હતો તેનું નામનિશાન રહ્યું નહોતું. હું મારો સાથી અને એક સાધુ જાત્રીએ આમથી તેમ ફરી નાળુ ઓળંગવાનો ઘણો પ્રયાસ કર્યો પણ વ્યર્થ. તેનું તાણુ અને લોઢ જોતાંજ છાતીમાં ધ્રાસકા પડતા તો પછી તેને ઉલ્લંઘી સામે પાર જવાની વાતજ ક્યાં રહી ! આખરે ભગવાનનું સ્મરણ કરી મેં હિમ્મત આણી જ્યાંથી નાળાના જળનો મેળાપ અલકનંદામાં થતો હતો તેની નજીક ધીમા લોઢ જોઇ ઝંપલાવ્યું. પાણીમાં લાકડી મૂકી તેના ટેકે ટેકે ચાલવા માંડયું તો જળના ઉગ્ર પ્રવાહે લાકડીને ખેસવી દીધી અને મોટા મોટા પત્થર પગમાં અથડાઇ મને ખેંચવા લાગ્યા. શ્રી હનુમાનની શક્તિનું સ્મરણ કરી વિશેષ બળથી આગળ વધવા માંડયું તેવામાં દૈવયોગે પગ લથડયો અને હું નદીમાં પડયો. અતિ બળ કરી બેઠો થયો પણ ખંભાપરની અડધા મણની પોટકી પાણીના વેગમાં તણાતી ચાલી. આમ થતાં નિરાશ ન પામતા લથડતા તણાતા તણાતા પોટકી પકડી હું કિનારે પહોચી નવી જીંદગી પ્રાપ્ત થવા માટે ભગવાનનો ઉપકાર માનવા લાગ્યો. હવે મારા સાથીને તથા

બાવાને સામે પારથી આ બાજુ લાવવા રહ્યા. તેઓને લાકડીનો ટેકો દઇ હિંમત અને પડકારાથી ખુબ ખેંચ્યા છતાં તેઓ નદીમાં ખેંચાયા અને મહા મુશીબતે કાંઠે આવ્યા. આ વખતે બરફ જેવા ઠંડા જળમાં પડયાથી અમારા શરીર પાણીથી તરબોળ થઇ જઇ ઠંડીથી ધ્રજતા હતા. કપડા પુસ્તકની પોટકીઓ પણ પાણીમાં ભીંજાવાથી પાંચ ગણા વજનની થઇ હતી. લુગડા કપડા નીચોવી આગળ વધવા માંડયું. વરસાદે ઉગ્ર રૂપ ધારણ કરી વરસવા માંડયું. સાંજ પણ પડવા આવી હતી તેથી એક માઇલ ચાલી એક બાવાના મકાનમાં આશ્રય લેવા ધાર્યો. ખરેખર ધર્મસ્થળના લોકો ધર્માંધ બાઇ નિષ્ઠુર થઇ ગયા હોય છે તેના હૃદયમાં દયાનો છાંટો હોતો નથી. અનેક રીતે વિનવ્યા પછી બાવાએ તેના મકાનની સામેની કુટીમાં રાતવાસો કરવાની રજા આપી. ભીંજાયલા કપડા નીચોવી સૂકવ્યા અને લંગોટીભર રહી ટાઢથી ધ્રુજતા તથા નદીમાં પડી જવાથી કેડમાં સખ્ત માર પડેલો હોવાથી તેના દુઃખે દુઃખી થતાં આખી રાત બેઠા બેઠા ગાળી સવારમાં બે માઇલ ચાલી પંડુકેશ્વર આવ્યા.

પંડુકેશ્વરમાં ગંગાસ્નાન તથા પંડુકેશ્વર ભગવાનના દર્શન કરી રસોઇ કરી શરીર શેકવા લાગ્યા. ગઇ કાલના પડવાના પ્રહારની પીડાથી આજ અહીંજ રોકાઇ ગયા. બીજે દિવસે રસોઇ જમી ચાલી નીકળ્યા. પથ્થર કાંકરીવાળો તથા નાના મોટી ચડાઇ ઉતરાઇ-વાળો રસ્તો પસાર કરતા ધવલ ગંગા તથા અલકનંદાના સંગમ પાસેના વિષ્ણુ પ્રયાગ પાસે થઇ જોશીમઠ આવી પહોંચ્યા. અહીં દુકાન મકાન ઠીક હોવાથી બેઘડી વિશ્રાન્તિ લઇ થોડો નાસ્તો કરી પાણી પીધું અને ચાલી નીકળ્યા. સાંજે ૧૪ માઇલપર

આવેલી કુમારચટ્ટી આવી પહોંચ્યા. અહીં દુધ દહી તથા શીલાજીત સારા પ્રમાણમાં મળે છે. રાત્રે રસોઇ કરી સવારે ચાલી નીકળ્યા. મનમાં ચાલવાનો વેગ ઘણો હતો પણ પગરખા વિનાના પગ હોવાથી કાંકરી પથ્થરના મારથી પગ આળા થઇ ગયા હતા તેથી વધારે ચલાતું નહોતું તો પણ ગરૂડ ગંગા થઇ પીપલકોટી ચટ્ટી આવ્યા. આ ચટ્ટી મોટી છે. અહીં દશ બાર દુકાન છે તેમ ખાવા પીવાની તથા કપડાના પગરખા વગેરે પરચુરણ ચીજો મળે છે. રસોઇ કરી જમી કપડાના પગરખાની બે જોડ ખરીદી ચાલી નીકળ્યા. ચાર પાંચ માઇલ તો સારી પેઠે જોરથી ચાલ્યા પણ પછી વરસાદથી પગરખા પલળ્યા અને ફુદડી લાગવાથી લોહી નીકળવા માંડયું તેથી તેમ વરસાદને લીધે પહાડો ધસેલા હોવાથી અંધારામાં કયાંક નદીમાં કે પહાડમાં ડટાઇ ન મરીએ ? એમ ધારી ૧૯ માઇલ ચાલી રાત્રે લાલસાંગા પાસેની ચટ્ટીમાં રોકાયા. રસ્તો વનસ્પતિ વૃક્ષ પહાડ પર્વતથી રળીયામણો લાગતો હતો. ગંગોત્રીની માફક ઝોકનો ત્રાસ ન હતો પણ સરકાર કે જેણે લોકોમાં પરોપકારીપણાનો ભાસ કરાવી લાલચો આપી સ્થળે સ્થળ હાથ કર્યાં છે તેની બેદરકારી તથા બીકણપણું જોઇ અત્યંત સંતાપ થતો હતો. હિમાલયનો-બ્રિટિશ ગઢવાળ પ્રદેશ જે પ્રથમ મહારાજા ટેકરીના કબજામાં હતો તેની પાસેથી તેમને યેનકેન પ્રકારેણ સમજાવી હાથ કર્યો અને હવે તે તેની વૃક્ષ વનસ્પતિની આવક ખાય છે છતાં જાત્રીઓના સુખને માટે નદી નાળાપરના પુલ સમારવાની કે રસ્તો સુધારવાની બીલકુલ દરકાર રાખી નથી એટલુંજ નહિ પણ દુકાળના બહાને બદ્રીનારાયણની જાત્રા બંધ રાખવાથી ચટ્ટીઓ તુટેલી હાલતમાં હતી. વેપારી લોકો ધંધા રોજગારના અભાવે

આવ્યા ગયા હતા. કોઇ કોઇ વેપારી ક્યાંક બાકી રહ્યો હોય તો ત્રમણા ચારગણા દામ લઇને સડી ગયેલી ચીજ આપતો હતો. આવી રીતે મુશ્કેલી ભોગવતાં ભોગવતાં સવારે વહેલા ચાલી દશ બજે લાલસાંગા આવી પહોંચ્યા. આજે જન્માષ્ટમીનો પવિત્ર દિવસ હોવાથી ઉપવાસ રાખ્યો હતો. અલકનંદામાં સ્નાન તથા સંધ્યા ઉપાસના કરી થોડુંક ફરાળ સાથે લઇ ચાલી નીકળી ૧૦ માઇલે સાંજે નંદપ્રયાગ પહોંચ્યા. આ ગામમાં શ્રીનંદજીએ તપ કરેલું હોવાથી તેનું મંદિર છે તથા અલકનંદા મંદાકિનીનો સંગમ થતો હોવાથી તીર્થનું સ્થળ ગણાય છે. જેમ લાલસાંગા જેવા અરણ્ય સ્થળમાં બેચાર અધિકારીઓ સહકારી કમિટી સ્થાપી દશ વીશ માણસ એકઠા કરી સહકાર શીખવતા જોવામાં આવેલ તેમ અહીં ગાંધીપંથી અસહકારી ત્રણ ચાર પહાડી લોકો ખાદી પહેરી સ્વરાજ્યની વાતો કરી રહ્યા હતા. પરસ્પરમાં સંવાદ થતાં પ્રશ્નોનો ઉત્તર દઇ રાત્રિ ગાળી સવારે ચાલી નીકળી ૧૩ માઇલે સાંજે કર્ણપ્રયાગ પહોંચ્યા.

કર્ણપ્રયાગમાં અલકનંદા તથા કરણગંગાનો સંગમ થાય છે કર્ણેશ્વર મહાદેવનું મોટું મંદિર છે. તાર ટપાલની સગવડ હોવા સાથે દશબાર દુકાનો પણ છે. આસપાસના અનેક પહાડી ગામના લોકો અહીં માલ ખરીદવા આવે છે તેથી વેપારીઓ અનાજનો ઠીક સંગ્રહ હરિદ્વાર રામનગરથી મંગાવી રાખે છે. અહીંથી સપાટ ભૂમિ હિંદુસ્થાનમાં આવવાના બે રસ્તા છે; એક હરિદ્વાર અને બીજો રામનગર. અમારે રામનગરનો રસ્તો જોવાનો હોવાથી તે રસ્તે બીજે દિવસ સવારે પ્રયાણ કરી ૬ માઇલ પર આવેલી સિંસિરૌલી ચટ્ટીએ રસોઇ કરી જમી ચાલી નીકળ્યા અને આદ

બહરી થઇ જંગલ ચટી ૧૬ાા માઇલ ચાલી આવી પહોંચ્યા. આજે આખે રસ્તે ચડાઈ હતી પણ ધીમી હતી. રામનગર નજીક આગા તોપણ મોંઘવારી ઓછી જણાતી નથી. બીજે દિવસ સવારે નિયમ પ્રમાણે ચાલી નીકળતાં પ્રથમ થોડી ચડાઇ ચડયા બાદ ૧૦ માઇ-લની ધીમી ઉતરાઇ ઉતરી મેલચૌરી પહોંચ્યા વરસાદથી માટી ચીકણી હોવાને લીધે રસ્તામાં બહુ કીચડ થઇ ગયો હતો. મેલ ચૌરીમાં રામગંગા પાર કરીને જતાં એક બે દુકાનો આવે છે તેમ બોજો ઉંચકનાર મજુર, ડોળાવાળા અને ખચ્ચર બદલવાનો સનાવાળા-ઓએ નિયમ રાખ્યો છે. મેલચૌરીથી આગળ ચાલતાં પ્રથમ થોડી ચડાઈ અને પછી ઉતરાઇ વટાવતા ધોધમાર વરસાદ વરસવા લાગ્યો. જગ્યા જગ્યાએ પહાડમાંથી વહેતા મોટા મોટા નાળા-ગરેરા જોરથી વહેવા માંડયા. આગળ ચાલવું અસંભવીત જણાયું તેથી કુલ ૧૦ાા માઇલ ચાલી તુટી ફુટેલી અને શ્રમિત મજુરોથી ખીચોખીચ ભરેલી રામપુર ચટ્ટીમાં રાતવાસો કર્યો. અહીંથી સવારે વહેલા ચાલી નીકળી ૨૧ માઇલે ભીકીઆસણ મુકામ કર્યો. આખો રસ્તો રામગંગાને કાંઠે કાંઠે આવેલો છે. વરસાદને લીધે પુલ તુટેલા હતા. ગારો પુષ્કળ હતો. પહાડો છુટાછવાયા આવે છે તે રસ્તાથી દૂર રહી જાય છે. ખેતરોમાં વાવેતર દેશની માફક થતું જણાયું. માણસો પણ કપડાથી સારી રીતે અંગ ઢાંકી સભ્યતા જાળવે છે. અહીં પહાડી લોકોના વીશ પચીશ ઘર છે તેમ ત્રણચાર દુકાનો છે પણ દુકાનદારનો નિર્વાહ દુકાનપર જણાયો નહિ. તેઓ આઠ દશ સાથે મળી રામ-ગંગામાં મળતું એક મોટું, વેગવાળું નદી જેવડું નાળું વહે છે તેમાંથી માણસો તથા ખચ્ચર ગધડાને ઉતરાવી સામપાર લઇ

જાય છે તેના બદલામાં આઠ આના રૂપિયે કમાય છે. આ કમાણીને લીધે સરકારને તે ભયંકર નાળા ગદેરાપર પુલ બાંધવાનો આગ્રહ કરતા નથી અને વખતે કોઇ કરે છે તો આ લોકો અટકાવે છે. અહીં બીજું કાંઇ ન મળતાં મસુરની દાળની ખીચડી અને દુધ જમી થાકયા પાકયા એક ઉકરડાની બાજુના અવાવરૂ ઘરમાં રાત્રિ વિતાડી સવારે ચાલી નીકળ્યા. શરીરપરથી કપડા ઉતારી માત્ર કૌપન ભર થઇ નદી ઉતારનારને સામાન સોંપી તેઓ સાથે હાથથી આંકડા બીડી નાળું પસાર કરવા લાગ્યા. નાળામાં અડધે આવતા અંદર મોટા મોટા પથ્થર ઉછળતા હતા અને તાણની કોઇ સીમા ન હતી. પ્રભુ કૃપાએ જેમ તેમ કિનારે પહોંચી સ્નાન કરી કપડા પહેરી રસ્તે પ[illegible]. પગરખાના અભાવે કાંકરી પથ્થર લાગતાં પગે ચાલવા અશકત [illegible] હતા તોપણ નિરૂપાયે ચાલવું પડતું હતું. હવે હિંદુસ્થાનની સપાટ ભૂમિ નજીક આવેલા હોવાથી ગમે તેટલા થાકેલા હતા છતાં ઉત્સાહ મંદ પડતો નહિ. ૩ માઇલ ચાલતાં શિરકોટ ચઢી આવી. અહીંથી રામનગર સુધી બેલગાડા આવજા કરે છે ગાડાની પૂછપરછ કરી પણ રસ્તો તથા પુલ તુટેલા હોવાથી કોઇએ હા ન કહી. એક બે જણાએ બેપરવાઇથી હા કહીતો ૩૫ માઇલના પંદર વીશ રૂપિયા ભાડું માંગ્યું તેથી આગળ ચાલવા માંડયું. દશ માઇલની ચડાઇ ચડયા બાદ બેઠી ચડાઇ આવે છે. હવે રસ્તો સડક જેવો પહોળો તથા માણસોનો ખચ્ચર ગધેડા ઉપર માલ લાવ લઇજાનો પુષ્કળ વ્યવહાર જણાયો. અહીંથી આલમોરા ૩૫ માઇલ દૂર છે એમ દર્શાવનાર પથ્થર આવ્યો તેની બાજુમાં આલમોરાની સડક દેખાઇ તે બાજુએ મુકી ૨૩ માઇલ ચાલતાં સાંજે ટોટામચઢી પહોંચ્યા. આ રસ્તો

જાત્રીને દુઃખી કરનારો છે. રસ્તામાં લોકને દુકાનની, વિશ્રામ લેવાની કે ચાલવાની બિલકુલ સગવડતા નથી. આવા અતિ ત્રાસજનક માર્ગે પ્રવાસ કરવાની યાત્રીને ચોપડી પ્રસિદ્ધ કરી તેમાં શા માટે સરકારે ભલામણ કરી હશે! એ નવાઇ ઉપજાવે છે. અમારા ધારવા પ્રમાણે આ રસ્તો વસાવવાના ઇરાદાથીજ એમ થયું છે. ટોટામચટ્ટીથી સવારે વહેલા ચાલી નીકળ્યા. આજે રામનગર પહોંચવાનો સંકલ્પ હતો પણ અમો બન્નેના પગ શ્રમથી, કાંકરીના મારથી તેમ સોજો ચડવાથી અશકત બન્યા હતા તોય ચલાવ્યે રાખ્યું. રસ્તામાં ખાવા પીવા માટે સડી ગયેલા ડાળીયા સિવાય બીજું કાંઇ મળી શકે તેવું હતું નહિ. સડક પહોળી હતી પણ પુલ તુટવાથી નકામી જેવી હતી કારણ ચાર પાંચ માઇલ ફેર ખાઇ બીજે રસ્તેથી આગળ જવાતું. રામગંગા જેવી મોટી નદી વરસાદના સમયે પાર કરવાનું સાહસ કોઇથી બની શકે તેમ નહોતું. ચાલતાં ચાલતાં વરસાદ તુટી પડયો, સાંજ પડી અંધારૂં થઇ ગયું, ભયંકર જંગલ કે જે જંગલ દોઢસો માઇલના વિસ્તારવાળું છે તેમ જેમાં સિંહ, હાથી, વાઘ જેવા વિકરાળ પ્રાણીઓને લીધે શિકારીઓ વારંવાર શિકાર ખેલવા આવે છે તે જંગલમાં પ્રવેશ કરી અતિ વેગથી ચાલવા માંડયું. માણસોનો આવરો જાવરો બંધ જણાયો. માત્ર રસ્તામાં ભેંસ, બળદ વગેરે સિંહ વાઘના ભક્ષ થએલા પ્રાણીઓ જોવામાં આવતા. જેની ગંધ બેહદ હતી. હવે ગાઢ અંધકાર થયો. રસ્તો પણ દેખાતો બંધ થયો. ભગવાનનું સ્મરણ કરતા પડતા અથડાતા રાતના અગીઆર વાગે રામનગર આવી પહોંચ્યા. અમો કોઇના ભયથી તો નિર્ભય હતા પણ આખા હિમાલયની જાત્રાના શ્રમથી અત્યંત પરિતાપ પામ્યા હતા. આજે સાત

ત્રણ માસે હિંદુસ્થાનની સપાટ ભૂમિપર પગ મૂકતાં પારાવાર આનંદ થાય. રામનગરથી મોરાદાબાદ દિલ્હી થઇ મુંબઇ પહોંચાય છે.

## આવશ્યક સૂચના.

આજકાલ લોક મોજશોખી પોપલા બની ગયા છે એવાએ આ વિકટ જાત્રાનો આરંભ ન કરવો. ઓછામાં ઓછા ત્રણ ચાર માણસ સિવાય એકલા પંડે કે સ્ત્રી નાના બચ્ચાને સાથે લઇને કંદિ પણ હિમાલયની યાત્રાએ ન નીકળવું. નીકળનારે સાથે વિશેષ બોજો ન રાખવો પણ શેત્રંજી, ઉનની કમલ પહેરવાના બે જોડ કપડા, છત્રી, મજબુત પગરખા, તાવ માથું પેટ ઉધરસની દવા, કેસર, તીખા, લવીંગ, સોયદોરા, જનોઇ, ( કારણ સોઇદોરા જનોઇની પહાડી લોકો બહુ આજીજીથી આખે રસ્તે માગણી કરે છે ) લાકડી અને કમમા કમ માણસ દીઠ ડોઢસો રૂપિયા પાસે અવશ્ય રાખવા. યાત્રીએ બનતાં સુધી તો વૈશાખ માસની શરૂઆતમાંજ નીકળવું. બેત્રણ જણ વચ્ચે એક બોજો ઉપાડનાર મજુર કરી લેવો. એક બે દિવસ ચાલે એટલું ખાવાનું સાથે રાખવું. વાસણમાં દોરીલોટો થાળી વાટકો લોઢી તાળું તથા એલ્યુમીનીયમનો તપેલી જેવો ડબરો સાથે રાખવા. રસ્તામાં કોઇનો વિશ્વાસ કરવો નહિ અને તુળશીમાળા તથા ગીતાજી અવશ્ય સાથે રાખવા. હરિ ૐ તત્ સત્.



# નેપાલનો પ્રવાસ.

પૃથ્વીપરના નાના મોટા અનેક સ્વતંત્ર રાજ્યોમાં હિંદુઓને અભિમાન સાથે માથુ ઉંચકી આંગળી ચીંધવા જેવો સ્વજાતિ-સ્વધર્મ વ.ળો જો કેઇ પેતાનો સ્વતંત્ર દેશ હોય તો તે નેપાલજ છે. ઇશ્વરેજ નેપાલને એવી પ્રકારે રચ્યો છે કે ત્યાં પડોશના સ્વજાતિય કે વિજાતીય લોકોમાંથી બહુ ઓછા જવાનું સાહસ કરી શકે છે. પ્રભુ કૃપાથી આ વર્ષમાંજ અમોએ શિવરાત્રી પ્રસંગે નેપાલની વિકટ મુસાફરી કરી તેનું જે જાણવા, જોવા, વિચારવા, અનુભવવા લાયક અવલોકન કર્યું છે તે આ પુસ્તકમાં રજુ કરવામાં આવ્યું છે. પુસ્તકની કિંમત માત્ર રૂ. ૦-૪-૦.

---

# નારાયણ નીતિ અથવા અનુભવના ઉદ્ગાર.

મનુષ્ય પ્રાણીને આ અટપટી દુનિયામાં વિચરતાં સુખ દુઃખ, લાભ હાની, માન અપમાન, ધર્મ અધર્મ, સારા માઠું, પ્રિય અપ્રિય, શત્રુ મિત્ર, દેશ વિદેશ, મધુર કડુ, શ્રેષ્ટ કનિષ્ટ, વિદ્યા અવિદ્યા, પ્રકાશ અંધકારને લગતા સેંકડો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આધી, વ્યાધી ને ઉપાધી એમ ત્રિવિધ તાપથી તપતો માનવી તેવી કસોટીએ ચઢતા આકુળ થઇ જાય છે. આ લઘુ પુસ્તકમાં વિવિધ રીતે હિતકર એવા ૧૦૦ વિષયો સુત્ર રૂપે સંક્ષેપમાં દર્શાવવામાં આવ્યા છે. પુસ્તકનું મુલ્ય માત્ર રૂ. ૦-૪-૦.

ઓહાર:

# નારાયણ નીતિ

અથવા

# અનુભવના ઉદ્ગાર.

---

૧ ૐ અને ૐ નમો ભગવતે વાસુદેવાય, એ બે મંત્રો પવિત્ર છે. બેમાંથી ગમે તે એક મંત્ર પસંદ કરી એકાગ્રતાથી જપ કરતાં હૃદયમાં શાંતિ, પવિત્રતા તથા નવું બળ સ્ફુરે છે.

૨ વિદ્યાભ્યાસ જેટલો કરવો હોય તેટલો બાલ્યાવસ્થામાં સરળતાથી થઇ શકે છે. એક વખત વ્યવહારમાં પડ્યા પછી સાંસારિક ચિંતાઓનો સ્પર્શ થતાં કાંઇ નવું બનતું અશક્ય થઇ પડે છે.

૩ આ સમયમાં વિદ્યાબળ, હુશિયારી અને જૂદી જૂદી જાતના અનુભવની ઘણી જરૂર છે, તે વિના સંસારમાં સુખ સાધનો કે ઉંચી પદવી મળવી કઠણ છે.

૪ કુટુંબીઓ એ ખરા સગા છે પણ દૈવ જાણે સમયની વિપરીતતાને લઇને કે ગમે તે કારણને લીધે તેઓ સાથે ગમે તેટલો સંબંધ રાખવા છતાંય તેઓ ખરે ટાંણે દુશ્મનની ગરજ સારે છે. જ્યારે સમજુ મિત્ર માતાપિતાની પેઠે સહાયક બને છે.

૫ કોઇ કામનો આધાર બીજા ઉપર ન રાખવો પણ શક્તિ સ્થિતિ અને સંજોગ વિચારી બને તેટલું જાતેજ કરવું. આત્મ જાત ઉપર આધાર રાખી આગળ વધતા કોઇ વખત દુઃખી કે હતાશ થવું પડતું નથી. આવી વૃત્તિ રાખી વર્તતા કદાચ સ્નેહી સંબંધીની મદદ આવી મળી તો તે લાભકારક જ છે.

૬ જેની સાથે સંબંધ બાંધવો તેના પ્રથમ ગુણદોષ જોઇ અનુભવીનેજ બાંધવો. ગુણી સાથેજ સ્નેહ જોડવો. સ્નેહી થયા પછી સંબંધ છોડવો નહિ અને સ્નેહી પાસેથી પોતાનું સુખ કે સ્વાર્થ સાધવાની કોઇ પણ દાનત—આશા ન રાખતા તેને હમેશા ઉપયોગી થવાની બુદ્ધિ રાખવી, તોજ સ્નેહ કાયમ ટકી શકે છે.

૭ સુખ અને દુઃખ પ્રાણીઓને સંસારમાં પૂર્વના કર્મને અનુસરી મળ્યા કરે છે. સુખી સ્થિતિમાં ફુલાઇ ન જતાં પરમાર્થના કામો, પ્રભુભક્તિ, કુટુંબી મિત્રોને મદદ, ધર્મ જ્ઞાતિ તથા દેશની સેવા કરવામાં ઉદ્યોગી રહેવું અને દુઃખનો પ્રસંગ પ્રાપ્ત થતાં હિંમત ન હારતા સદાચાર, પ્રભુ સ્મરણ, ધર્મ પ્રમાણીકતાનું સેવન કરી કર્તવ્યકર્મ ન ચૂકવા એટલે સારો વખત તુરતમાં આવી જશે.

૮ દૈવ-પ્રારબ્ધ એ કોઇ વસ્તુજ નથી. તે માત્ર કરેલા કર્મનો બદલો—ફળ છે. માટે કર્મહીન ન બનતા શાસ્ત્ર અને જ્ઞાની પુરૂષોદ્વારા પોતાના શ્રેયનો માર્ગ જાણી પુરૂષાર્થ કર્માંજ કરવો.

૯ માતૃભાષાના જ્ઞાન ઉપરાંત આપણે સંસ્કૃત, હિંદી, બંગાળી અને અંગ્રેજીનું જ્ઞાન મેળવવું આવશ્યક છે; પણ તે સાથે

વેપાર હુન્નર ઉદ્યોગ અને રસાયન વિદ્યાનો અભ્યાસ તથા અનુભવ કરી લેવો અતિ ઉપયોગી છે.

૧૦ "ગ્રંથ ગાંઠે અને વિદ્યા પાઠે" એ કહેવત ભૂલવા જેવી નથી. પરદેશમાં અને તંગ અવસ્થામાં પાસે સંગ્રહ કરી રાખેલું દ્રવ્ય અને વિદ્યાજ બહુ સુખદાયક નિવડે છે.

૧૧ આયુષ્ય કે લક્ષ્મીનો જરાય ભરોંસો નથી, માટે કીર્તિ વધારનારા અને સુખ આપનારા પુણ્યના જે જે કામો કરવા લાયક હોય તે આગળ ઉપર કરશું, એમ ન ધારતા આજથી જ બને તેટલા કરવા પ્રયાસ શરૂ કરી દેવો.

૧૨ સાદો આહાર વિહાર કરનાર, વ્યસનોથી રહિત અને નિયમીત કસરત કરનાર માણસ કેઇ દિવસ બિમાર પડતો નથી પરંતુ હમેશા તંદુરસ્ત, બળવાન તથા સુખી રહે છે.

૧૩ શુદ્ધ ચારિત્ર, જ્ઞાન અને મનોબળવાળો માણસ પુરૂષાર્થથી ગમે તેવું અસાધ્ય અને ભારૂં જણાતું કાર્ય સહજમાં સાધ્ય બનાવી શકે છે.

૧૪ પવિત્ર ભાવના, ઉંચ વિચાર, સાદુ જીવન અને પ્રયત્ન ચાલુ રાખનાર પુરૂષ, ભાવના પ્રમાણે કાળક્રમે અવસ્ય સિદ્ધિ મેળવે છે.

૧૫ આચાર વિચાર તથા ધર્મથી ભ્રષ્ટ કરનારા પ્રલોભનો—લોભ, લાલચો અને સંકડામણ વગેરે બંધન અનેક આવી મળશે પણ સ્વધર્મને પ્રાણથી અધિક સમજી લાલચ, લોભ, મીઠી વાણી કે આડંબરમાં ન અંજાતા દુઃખ ખમીને પણ ધર્મમાં દૃઢ રહેવું.

૧૬ સંસાર એ એક પ્રકારનો બદલો કિંવા કર્મનું ફળ છે, માટે અહર્નિશ સુકૃત જ કરતા રહેવું. આજે પુણ્યનું કામ કર્યું હશે કે હેતુ મિત્ર, દુઃખી દરદી નિરાધારને સહાય કરી હશે તો કાલે તેઓ મદદ આપવા તત્પર થશે.

૧૭ જેવું સુખ દુઃખ, માન અપમાન, લાભ હાની કઠોરવાણી કે મધુરવાણી પોતાને પ્રિય અપ્રિય છે તેજ પ્રમાણે તમામને છે એમ સમજી જો આપણે સુખ માન લાભ મૃદુભાષા બીજાની પાસેથી ઇચ્છતા હોઇએ તો આપણે પણ બીજાની સાથે તેવો વર્તાવ કરવો જોઇએ; એટલે તેઓ પણ તમારી સાથે તેથી અધિક લાયકાતથી વર્તશે.

૧૮ નોકરી એ ન કરવા બરોબર છે કારણ કે શેઠ નોકરના સારા કામથી પ્રસન્ન થાય તો વાહવાહ કરે અને ગુસ્સે થાય તો નોકરના બધાય ઉપકાર ભૂલી જઇ કાઢી મૂકે. વળી નોકરી એ દુઃખ, પરતંત્રતા, ગરીબાઇ અને કઠણવૃત્તિ અર્પનાર છે; જ્યારે નાનો સરખો સ્વતંત્ર વેપાર ધંધો સંતોષ કીર્તિ અને સંપત્તિ અર્પનાર છે; માટે સુખી થવા ઇચ્છનારે વેપાર ધંધા તરફજ લક્ષ રાખવું. આજનો નાનો સરખો વેપાર એ કાલે મોટો થતાં વખત નહિ લાગે.

૧૯ ધર્મશાસ્ત્રના અભ્યાસથી અને સદાચારયુક્ત સ્વાર્થ રહિત જ્ઞાની પુરૂષોના સમાગમથી જ્ઞાન થાય છે; માટે તે સદાય સેવતા રહેવું.

૨૦ ધર્મશાસ્ત્રોમાં ઉત્તમ ગ્રંથ; સામવેદ સંહિતા, ઉપનિષદ, ગીતા, ભાગવત, મહાભારત, રામાયણ, મનુસ્મૃતિ, યોગદર્શન, યોગ

વાસિષ્ઠ, અને પંચદશો ખાસ કરીને અભ્યાસ કરવા જેવા ગ્રંથો છે.

૨૧ પૃથ્વીપર સૃષ્ટિસૌંદર્યમાં હિમાલય, સ્વીટ્ઝરલેંડ વગેરે સ્થળ છે પણ સર્વમાં શ્રેષ્ઠ અને રમણીય પ્રદેશ તો કાશ્મીરજ છે.

૨૨ જે માણસ ભલમનસાઇથી વર્તે તેની સાથે તેને સુખ થાય તેમ વર્તવું પણ જો કોઇ શઠતાથી વર્તે તો તેની સાથે તેવી રીતે વર્તવું.

૨૩ ઘરને ખુણે બેસી બહુ વાંચન અને બહુ વિચાર કરવાથી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થતું નથી પણ તે સાથે દેશવિદેશનું અવલોકન અને સત્ સમાગમ કરવાથી ને પ્રમાણે વર્તતાં સાચુ જ્ઞાન પ્રકટે છે કેવળ વાંચન અને વિચારથી તો કેટલાક મિથ્યા કલ્પનાવાદી અને ગાંડા બની જાય છે; જ્યારે કેવળ પ્રવાસ તથા સમાગમથી શુષ્ક બહુ બોલનારા પણ થવાય છે.

૨૪ દેશ વિદેશનો પ્રવાસ એ જ્ઞાન અનુભવમાં વૃદ્ધિ કરવા સાથે આનંદ આપનાર છે એમાં શક નહિ પણ તે કાચી બુદ્ધિના કે સાધન વિનાના માણસ માટે નથી. કાચી બુદ્ધિવાળા અને સાધનહીન માણસને તો અશુદ્ધ ખાણાપીણામાં તથા મોજ શોખમાં સપડાતા વાર લાગતી નથી. એટલે કે ધર્મથી વિમુખ અને દુઃખી થવાનો સંભવ ઘણો રહે છે.

૨૫ સુખી થવા ઇચ્છનાર પુરૂષે ૨૧ વર્ષની વય પહેલા લગ્ન કરવા નહિ. ૨૧ વર્ષ પછી પણ બને તો વ્યવહાર પૂરતી વિદ્યા અને દ્રવ્ય મેળવ્યા બાદ જ સંસારમાં પડવું હિતકારી છે.

૨૬. "પ્રથમ કોળીઓ મુખ તરફ વળે અને વાંઢો પોતાનુંજ કરી આવે" એ કહેવત બરાબર છે. એટલે કે જગત સ્વાર્થી છે તેથી પોતાનું જરૂરી કામ બીજાને ન સોંપતાં જાતેજ કરવા કોશિશ કરવી.

૨૭. દિવસના નિદ્રા કરવી નહિ, રાતના મોડું સુવું નહિ અને સવારે મોડું ઉઠવું નહિ. દિવસે સુવાથી દિવસ અને રાત્રિ બન્ને બગડે છે તથા કોઈ કામ થઈ શકતું નથી. રાત્રે દશ વાગ્યાથી મોડું સુવામાં સવારે વહેલું ચાર વાગે ઉઠી શકાતું નથી તેમ આંખને હાની પહોંચે છે. સવારે વહેલું ન ઉઠવાથી બુદ્ધિ વીર્ય તેજ ઘટી જાય છે; માટે દિવસે સુવાની ટેવ ન રાખતાં રાત્રે વહેલા સુવાની અને સવારે વહેલા ઉઠવાની ટેવ પાડવી.

૨૮ નિત્ય સવારે શૌચ સ્નાન કરી પછી સંધ્યા, પ્રભુ ઉપાસના, પ્રાણાયામ તથા ગીતા પાઠાદિ કરનારનું હૃદય પવિત્ર થાય છે, શાંતિ મળે છે, શુદ્ધ વિચાર સ્ફુરે છે અને દિવસના વ્યવહારમાં સફળતા મળે છે, માટે નિત્યકર્મ અચૂક કરવા.

૨૯. માતા પિતા એ પ્રત્યક્ષ દેવ છે કારણ કે તેમના અનંત ઉપકાર હોય છે; માટે તેમને વંદન તથા અન્ન વસ્ત્રથી સદાય સંતોષવા.

૩૦ વડીલ વર્ગની આજ્ઞા અવશ્ય માની. પોતાના તરંગથી કે કોઈ તરંગીના કહેવાથી વડીલોની વાતનો કદી અનાદર કરવો નહિ પરંતુ તેમની આજ્ઞા-શિખામણ સત્ય અને ધર્મયુક્ત હોવી જોઈએ. કદાચ તેઓ પુણ્ય કે આત્મજ્ઞાન મેળવવાના કાર્યમાં

વવું નહિ. જુગાર વગેરે તો મનુષ્યને અધોગતિએ પહોંચાડનાર હોઇ નિષેધ કરવા લાયક છે તેમાં પણ આવા પવિત્ર દિવસે તો તે સર્વથા વર્જીત જ છે.

૩૩ આ તમાકુ એ ઝેરી પીણું છે. તેના સેવનથી મનુષ્યનું કાળજું બળીજવા ઉપરાંત બદહજમી, વીર્યક્ષય, લોહીનું પાણી થવું, માથું દુખવું, ખોરાકપર થી રૂચી ઉઠી જવી અને પૈસાનો મિથ્યા વ્યય થાય છે, માટે તેવા વ્યસનમાં જેઓ સપડાયા હોય તેમણે તત્કાળ છોડી દેવા. કદાપિ કોઇ દુરાચારી તેના ગમે તેટલા લાભ બતાવે તો પણ તેનો કોઇ સ્પર્શ ન કરવો.

૩૪ શાસ્ત્રોના કહેવા પ્રમાણે તથા માણસોના મુખે સાંભળવા પ્રમાણે આપણી માન્યતા છે કે હિમાલય, ગિરનાર, કાશી, આબુ વગેરે પવિત્ર એકાંત સ્થળોમાં ઋષિમુનિ, મહાત્મા, સિદ્ધ પુરૂષો વાસ કરે છે. તેઓ નિવાસ કરતા હશે એ પણ ખરૂં છે પરંતુ કલિયુગના કારણે લોકો દુરાચારી, સ્વાર્થ વૃત્તિવાળા થઇ ગયા હોવાથી તેઓના દર્શન સમાગમનો લાભ મળવો અસંભવિત છે; માટે કોઇએ ધન, પુત્ર, કીર્તિની ઇચ્છાએ મહાત્મા શોધવા નીકળવું નકામું છે. રાગદ્વેષ રહિત, પવિત્ર અને જીજ્ઞાસુ હૃદય થતાં તેઓ પોતાની મેળે આવી મળે છે. બાકી તો નામધારી ગુરૂ મહાત્મા સાધુ સંન્યાસી જગ્યા જગ્યાપર ટોકા લગાવી બેઠા છે, તેઓ હૃદયનો ધોખો—અશાંતિ હરી શકતા નથી પણ ધન તો અવશ્ય હરણ કરી જાય છે.

૩૫ સ્વદેશી—દેશમાં બનેલી વસ્તુ વાપરવાથી ધર્મનું તથા દેશના દ્રવ્ય ધંધાનું રક્ષણ થાય છે; જ્યારે પરદેશી ખરીદી વાપરવાથી

ધર્મ ભ્રષ્ટતા, ગરીબાઇ, બિન રોજગારપણું તથા પરતંત્રતા આવે છે માટે પરદેશીનો સર્વથા સર્વદા ત્યાગ કરી સ્વદેશી માલ ખરીદવો, વાપરવો અને વેચવો.

૩૬ શહેરી જીવન કરતાં ગામડાનું જીવન સુખી છે. કારણ શહેરમાં ઘોંઘાટ, કપટ, નકામી પ્રવૃત્તિ, મોજશોખ, મોંઘવારી, પાણીની તંગીને લઇ ગટરની દુર્ગંધી તથા નિમળ હવા મળવાનો અભાવ હોવાથી સુખ, આરોગ્યતા જળવાતા નથી; પરંતુ લોકોને ધંધો નોકરી મળી રહે છે. જ્યારે ગામડામાં ધંધાનો અભાવ, બે દોકડાના સરકારી દરબારી નોકરોની જહાંગિરી, લોકોની અજ્ઞાનતા અને નિંદા કરવાની ટેવ વધી પડી છે. જેને સુખી જીંદગી ગુજારવી કે તેની પાસે જો થોડું પણું ધનનું સાધન હોય તો નિર્વાહ ચાલે તેવો ધંધો કે કારખાનું ગામડામાં કાઢી સુખમાં રહી શકે અને પોતાના શુભ વર્તનથી લોકોને પણ સુધારી શકે.

૩૭ સંસારથી તરવાનો ઉપાય માત્ર એકજ છે કે આશ્રમ વર્ણાશ્રમના ધર્મ, શાસ્ત્રની આજ્ઞા મુજબ પાળી ભગવાનની ભક્તિ નિષ્કામપણે કરતાં રહેવું, તીર્થમાં કે જંગલમાં ભટકવાથી કોઇ તારી દે તેમ નથી. પેટ તો તમામને જ્યાં જાય ત્યાં વળગ્યુંજ છે. તેમ અત્યારે અપવાદ સિવાય પૂર્વની માફક ફળફુલ પણ જંગલોમાં મળતા નથી.

૩૮ પોતાની લાયકાત-ખાનદાની પૂરેપૂરી જાળવી રાખવી. કોઇને ખોટું બોલી છેતરવું નહિ, કોઇને વચન આપી વિશ્વાસઘાત કરવો નહિ, દયા ક્ષમા ઉદારતા આદિ ગુણોમાં જરાય ખામી

આવવા દેવા નહિ પણ સાપની માફક ફુંફાડો તો રાખવોજ. અર્થાત્ સ્વમાન જાળવીને કામ કરવું, ક્યાંય નિમાલ્ય ગણાવું નહિ.

૩૯ બીજાનું મન જીતી મિત્ર બનાવવાનો ઉપાય બીજા પ્રત્યે પ્રેમ બતાવી તેનું કામ કરી આપવાનો છે. પ્રેમ અને પરોપકાર વિરોધીને પણ વશ કર છે.

૪૦ બાળકનું હૃદય કોમળ છે. કુમળા હૃદયમાં શુભ કે અશુભ જેવા સંસ્કાર–લક્ષણ પાડ્યા હોય તે મોટપણે ખીલી નીકળે છે, પાછળથી સુધારા થવો અશક્ય છે. માટે પ્રેમવશ બની બાળકને કોઇપણ ખોટા લાડ લડાવવાનું કે કુટેવ પાડવાનું ન કરવું. હમેશા શુભ સંસ્કાર અને ઉત્તમ લક્ષણ દાખલ કરવાની કોશિષ કરવી.

૪૧ સ્ત્રીઓનો સ્વભાવ પરણીને આવે ત્યારે નાની વયને લઇ કોમળ હોય છે. શરૂઆતમાં તેના સાથે જેવુ વર્તન રાખ્યું હોય તે કાયમ રહે છે અર્થાત મૂર્ખતાથી તેનો ખોટો પક્ષ લઇ માબાપના સામે બોલતી કરી મૂકી હોય કે અયોગ્ય રીતે ચડાવી તેની ઇચ્છા પ્રમાણે જો વર્ત્યું હોય તો પાછળથી ભય પડે ફેરફાર થવો મુશ્કેલ છે. અણછાજતી છુટ ભોગવવા દીધા પછી બંધ કરવા જતાં પરસ્પરમાં કલહ થાય છે માટે પ્રથમથીજ વિચારીને સૌને સુખ થાય તેમ કામ લેવું.

૪૨ કોઇ પણ વખતે નવરા બેસી રહેવું નહિ, કારણકે તેથી નકામા તર્ક વિતર્ક થાય છે. કાંઇને કાંઇ સત્કાર્ય કે કામધંધા સંબંધી વિચાર, ઉત્તમ વાંચન લેખન કે આત્મચિંતન આદિ કરવું.

૪૩ મનુષ્ય જન્મથી જ્ઞાની હોતો નથી પણ જેમ જેમ ઉમરે મોટો થતો જાય છે, તેમ તેમ સારી ભાવના વડે જ્ઞાની બનતો જાય છે. માટે હમેશા શુભ ભાવના જેવીકે જ્ઞાની, પરોપકારી, શ્રીમાન્, કીર્તિમાન્, મહાન્ લેખક કે વક્તા થવાની જે કોઇ હોય તે પસંદ કરી તદનુસાર અભ્યાસ–ઉદ્યોગ કરતાં રહેવું.

૪૪ ગાય એ સર્વ પ્રાણીઓમાં અતિ ઉપયોગી પ્રાણી છે. તે દુધ, દહી, ઘી, બળતણને માટે છાણ, અન્ન ઉત્પન્ન કરી આપવાને માટે બળદ, ઘર સાફ રાખવાને સારૂ તથા દવા માટે ગોમુત્ર વગેરે અમૂલ્ય પદાર્થ આપે છે કે જેના થકી મનુષ્ય જીવન નિભી શકે છે. આજ કારણથી શાસ્ત્રોમાં ગાયને પરમ પવિત્ર માતા સ્વરૂપ માનવાનું કહ્યું છે. બને તો હરેક હિંદુએ વધારે નાહ તોપણ એક ગાય ઘર આંગણે રાખવાની અને જ્યાં ગાયપર આફત હોય ત્યાં પહોંચી રક્ષણ કરવાની જરૂર છે.

૪૫ વસ્તુનો પુખ્ત વિચાર કરી તોલ કાઢયા સિવાય તથા સાધન વિના કોઇ કામની શરૂઆત કરવી નહિ, તેમ કોઇને વચન આપવું નહિ, તેમ કોઇ વિરોધી સામે ઝઝુમવું નહિ કારણકે વગર વિચાર્યે વર્તવાથી પાછા પડી દુઃખ, અપકીર્તિ સહન કરવા પડે છે.

૪૬ માણસને કીર્તિ એજ જીવન છે. સારા કામ કરવાથી કીર્તિ મળે છે અને માઠા કામથી અપકીર્તિ મળે છે. એક વખત ગુમાવેલી કીર્તિ પાછી કદિ મળતી નથી માટે હમેશા સત્કાર્ય કરી કીર્તિ વધારવી.

૪૭ ખરો આનંદ પૈસાદાર થવામાં, આબરૂ કે લાગવગ વધારવામાં કે બહુ મોટો વિદ્વાન્ કહેવરાવવામાં નથી. જો કે તેમ થવું સંસારમાં ઉપયોગી છે પણ સાચો આનંદ તો હૃદયની શાંતિમાં, પ્રભુ સાક્ષાત્કારમાંજ છે.

૪૮ કોઇ મોહાંધ મનુષ્ય આજે મૂર્ખતાથી પ્રભુને ન ભજે તોપણ તેને હજાર જન્મેય પ્રભુને શરણ આવ્યા વિના છૂટકો નથી. પ્રભુ શરણ ગયા વિના જન્મ મરણરૂપી સંસારની નિવૃત્તિ અને અખંડ અવિનાશી સુખની પ્રાપ્તિ થવાની નથી તો શા માટે આ ક્ષણથીજ શ્રીહરિને ન ભજવા! અર્થાત્ પ્રભુને સર્વજ્ઞ સર્વ શક્તિમાન્ માની તેનાપર શ્રદ્ધા રાખી તેનું સ્મરણ ધ્યાન નિત્ય નિયમીત કરતાં રહેવું.

૪૯ ગુરૂ વિના જ્ઞાન મળતું નથી એ વાત સત્ય છે, પણ આજકાલ સદ્દગુરૂ મળવા મુશ્કેલ છે. હમણા તો સ્વાર્થી ઢોંગી વિષયી અને ધનહરૂ ગુરૂ બહુધા મળે છે તેથી તેવાને ગુરૂ ધારવા કરતા ડાહ્યા, વિદ્વાન્ કે વૃદ્ધ અનુભવી પુરૂષોનો પ્રસંગોપાત સમાગમ કરી તથા ધર્મશાસ્ત્રના અભ્યાસ, શ્રવણ, મનનથી જે જ્ઞાન મળે તે મેળવતાં રહેવું.

૫૦ પૈસાનો ઉપયોગ બે રીતે થાય છે—એક ઉપભોગ, અને દાન અને બીજું ચોરાઈ જવું, દટાઇ રહેવું કે તેજુરી બેંકમાં કોઇ બીજાને માટે પડયું રહેવું. ચોરી થઇ ન જાય, તેજુરીમાં બળી ન જાય, બેંક ખૂટે તૂટે ને તેમાં રોકાય ન જાય, પોતે મરી જઇએ અને પાછળથી જેના હાથમાં જાય તે તેનો ગેર ઉપયોગ ન કરે તે સારૂ પોતાના બાળ બચ્ચાના નિભાવ માટે જોઇતું

બચાવી રાખી બાકીનામાંથી જાતના, કુટુંબના કે મિત્રોના સુખ માટે વાપરવું અને સુપાત્ર જોઇને વિદ્યા અન્ન વસ્ત્રનું દાન કરતાં રહેવું.

૫૧ મિત્રોમાં સૌથી નજીકના સહાયક મિત્ર સદ્‌ગુણ અને વિદ્યા છે પણ જરા દૂરના મિત્રોમાં સાચો સન્મિત્ર ઉત્તમ પુસ્તકોનો સંગ્રહજ છે, કે જે દુઃખમાં દિલાસો આપી ઉપાય સઝાડે છે. અને સુખમાં આનંદ આપી જ્ઞાનમાં વૃદ્ધિ કરી કીર્તિની સુવાસ ફેલાવે છે. માટે ક્રમે ક્રમે સારા સારા પુસ્તકો ખરીદી વાંચી વંચાવતા રહી સંગ્રહ વધારતાં જવું.

૫૨ દુનિયામાં કોઇ રૂપથી કે ખુશામતથી પ્રસન્ન થતું નથી અને કોઇ થતું હોય તો તેને વિષયાંધ અને બેવકુફ સમજવો. કોઇને પ્રસન્ન કરી કૃપા મેળવવી હોય તો શુભ આચરણ આચરવા નિશદિન કોશિષ પ્રમાણીકતાથી કામ કરવાની સ્ફુર્તી અને જ્ઞાનજછે માટે તે વધારવા.

૫૩ પરસ્ત્રીની સાથે એકાંત કરવી નહિ. એકાંતથી મન વિકાર પામે છે. મન વિકાર પામ્યા પછી પુરૂષ ગમે તેવો જ્ઞાની હોય તોપણ મનને કાબુમાં રાખી શકતો નથી.

૫૪ વિલાયત અમેરીકાની ધર્મબંધન વિનાની પ્રજા સ્વચ્છંદે વર્તી સ્ત્રીઓને અણુછાજતી છુટ તથા પુરૂષના બાહેક સમાન હક આપવાની હિમાયત કરે છે પણ તેથી તેઓના સુખનો દાટ વળી ગયો છે. યુરોપની સ્ત્રીઓ પતિને તથા તેના સગા સંબંધીઓને ગાંઠયા વિના દુરાચાર કરે છે, તેને જરાક કહેવા જતાં બોલ્યીજમાં અણુબનાવ થતાં તરતજ છુટાછેડા કરી જુદા

પડે છે. હિંદમાં પણ કેટલાક હિંદુ ધર્મનું રહસ્ય નહિ સમજનાર અંગ્રેજી ભણેલ ઉલ્લુઓ યુરોપીઅનોની માફક સ્ત્રીઓને ભણાવવાની, ઘરબહાર મોકલી જાહેરમાં ભાષણો કરાવવાની અને પુરૂષોના જેવા સરખા હક અપાવવાની અવિચારી ચળવળ કરી રહ્યા છે. લોકોએ આવી દુષ્ટ અને વિનાશક પ્રવૃત્તિને જરા પણ મચક ન આપવી ઘટે.

૫૫ હિંદુ સ્ત્રીઓનું સુખ અને શ્રેય સતી સીતા, અનુસુયા, દમયંતીની માફક પતિને પરમેશ્વર તુલ્ય ગણી, અડગ પતિવ્રત ધર્મ પાળવામાંજ છે. પવિત્ર રહી—પ્રાણ જાય તો પણ, શીયળવ્રત ન ગુમાવતાં પતિ સાસુ સસરાની પ્રસન્ન મને સેવા કરી સુઘડતાથી રસોઇ કરવાનું, ઘર સંભાળવાનું, આવ્યા ગયા અતિથિનો સત્કાર કરવાનું, આડોશી પાડોશી તથા પ્રસંગમાં આવનારને બનતી સહાય—સલાહ આપી સંતોષવાનું, ઘરના કામમાંથી અવકાશ મળતાં પતિના કામમાં સહાય કરવાનું, બાળ બચ્ચાને સંભાળથી સારા ગુણ પાડી ઉછેરવાનું, અવકાશના વખતમાં ગીતા ભાગવત રામાયણ મહાભારતાદિ ધર્મગ્રંથ વાંચી વિચારી જ્ઞાન સદ્ગુણ ભક્તિ વધારવાનું તથા વૈદકવિદ્યાનું જોઇતું જ્ઞાન ઘરવૈદું આર્યભિષક્ વગેરેમાંથી મેળવીને પતિને સર્વ પ્રકારે સંતોષવામાંજ આલોક પરલોકમાં સ્ત્રીની શુભ ગતિ છે.

૫૬ આ શિક્ષણ આપવાની પ્રથા આજકાલ જે રીતે નિશાળોમાં ચાલે છે તેથી છોકરીઓ તથા સ્ત્રીઓ ઘણા મોટા પ્રમાણમાં બગડવાનું માઠું પરિણામ આવ્યું છે. હમણાંની નિશાળોમાં ભણેલી છોકરી કે સ્ત્રી ઘર માંડીને સુખ આપી શકે એજ

નહિ. એમાં શિક્ષણનો દોષ નથી પરંતુ વાતાવરણ, પરિચય અને પદ્ધતિનો દોષ છે. માટે માબાપે પતિએ કે સાસુ સસરાએ છોકરી વહુ કે પત્નીને ઘરેજ ગૃહ શિક્ષણ આપવું. નિશાળનું ભણતર સ્ત્રીને જરાય ઉપયોગી નથી. સ્ત્રીઓને તો નમ્રતા, સ્વચ્છતા, કરકસર, ઘર સાચવવાની આવડત, વિવિધ જાતની સ્વાદિષ્ટ રસોઇ ઉત્તમ રીતે બનાવવામાં કુશળતા, માંદાની માવજત, અતિથિનો સત્કાર, ભરત ગુંથણમાં પ્રવીણતા, સુખદુઃખના સમયે ધૈર્ય રાખી પતિની સેવા અને જીવના જોખમે પણ પતિવ્રતપણાનું રક્ષણ કરવાનું જ્ઞાન આપવું એજ ખરૂં સ્ત્રી શિક્ષણ છે. હાલની સ્કુલોમાં એમાંનું એકેય તત્ત્વ નથી માટે સ્કુલો બંધબેસ્તી નથી.

૫૭ યુવાવસ્થામાં મનુષ્યની ઇંદ્રિયો તથા મન અતિ ચંચળ રહે છે અને જુવાનીનું જોસ હોવાથી ઉન્માદ થઇ આવે છે; આવે વખતે જો શૃંગારી પુસ્તકોનું વાંચન, નાટક ચાટક જોવાની ટેવ અને હલકા માણસોનો સહવાસ હોય તો માણસ તત્ક્ષણ આડે રસ્તે ઉતરી વિનાશ પામે છે. માટે હમેશા સાવધ રહી ખરાબ વાંચન, વિચાર, સોબત અને નાટકોથી દૂર રહેવું.

૫૮ શોધખોળ સંબંધી પ્રયોગ, નવીન વિચાર અને પ્રભુ ભક્તિ એકાંતમાંજ થઇ શકે છે. પવિત્ર સુંદર વન શ્રીઃ વાળા એકાંત સ્થળમાં બેસી એકાગ્ર ચિત્તે કામ કરવાથી મન ધાર્યું કામ સિદ્ધ થઇ શકે છે.

૫૯ દોડવાનું, ઘોડાપર સ્વારી કરવાનું, પટાબાજી ખેલવાનું, પાણીમાં તરવાનું, સંગીત વિદ્યાનું તથા આયુર્વેદનું સામાન્ય જ્ઞાન મેળવી

લેવું અતિ જરૂરી છે. એથી આફતના સમયમાં તે સુખ આપવા સાથે ઉપયોગી નિવડે છે.

૬૦ ઇશ્વરની કૃપાએ દ્રવ્ય પ્રાપ્ત થયું હોય તેણે નોટ કાગળીઆમાં ન રાખવું કારણકે નોટ કાગળીઆ લોન કે નીકલના બનાવટી સીક્કા એ દેશનું સાચું ધન નથી. ચાંદી સોનાનું નાણું રાખવું એજ સાચું ધન છે અને તે ગમે તે સ્થિતિ સંજોગમાં ઉપયોગી થઇ શકે છે.

૬૧ જેમ ચોરી, માંસ મદ્યનો આહાર, જુગાર, પરસ્ત્રીગમન વિશ્વાસઘાત, ગાય અને બ્રાહ્મણોની હત્યા કરવામાં મહા પાપ છે તેમ કન્યાવિક્રય કરવામાં પણ મહાપાપ છે. કન્યા એ ગાય સમાન છે. જે માણસ તેનું વેચાણ કરી દ્રવ્ય લે છે, એ મહાપાપી વિષ્ટાનું ભક્ષણ કરે છે અને રૌરવ નરકમાં પડે છે; કારણકે દ્રવ્ય લઇ વેચવાથી કન્યા ગમે તેવા પાપી કુળમાં નાલાયક બાળક, રોગી કે ઘરડા પતિને પામે છે અને જીવતાં મરણનું દુઃખ ભોગવવા ઉપરાંત દુરાચારને રસ્તે પણ ચડી જવા સંભવ રહે છે; તેથી તેની હાય કન્યાવિક્રય કરનાર કરાવનારને લાગે છે. કન્યાવિક્રય એક પ્રકારે થતો નથી તે કરવાના પ્રકાર ઘણા છે. પૈસા લેવાથી થાય છે અને શ્રીમંત લાગવગવાળા સાથે સંબંધ બાંધવાથી તે પોતાને કે છોકરાને તે સુખદુઃખમાં સહાયક થશે, કામ ધંધે ચડાવી દેશે, છોકરાને પરણાવી દેશે, ઘરડો મરી જશે તો દોલત હાથ પડશે વગેરે આશા રાખવી એ પણ કન્યાવિક્રયનું એક નહિ ને બીજું સ્વરૂપ છે, માટે સમજુ માણસે કોઇ પ્રકારનો કન્યાવિક્રય ન કરવો.

૧૨ આજકાલ ઘણા મોટા નામધારી દેશભક્ત, મહાત્મા, શ્રીમંત, પરોપકારી, જ્ઞાની, વિદ્વાન વક્તાઓ ઉપદેશ આપવા તથા પરોપકાર કરવા નીકળી પડ્યા છે; પરંતુ "ઉપરકી અચ્છી બની ભીતરકી રામ જાને" એવું ઘણાખરા બહાર પડેલાઓનું દેશસેવા, પરોપકારનું બહાનું બતાવી સ્વાર્થ સાધવાનું કામ ચાલી રહ્યું છે; માટે કોઇએ કોઇ વ્યક્તિમાં એકદમ અંજાઇ જઇ અંધ શ્રદ્ધા રાખી ભોગ ન બનવું.

૧૩ બીજાને ઉપદેશ આપી તેના મનપર અસર કરવાની જેને ઇચ્છા હોય, તે મનુષ્યે પ્રથમ સ્વજીવનમાં ઉતારી બતાવવું અને પછી ઉપદેશ આપવો એટલે ધારેલી અસર થશે. મન વાણી ને કર્મની એકતાવાળાનેજ ઉપદેશ આપવાનો અધિકાર છે, પરોપદેશે પાંડિત્યમવાળાને નહિ.

૧૪ સંસાર સ્વાર્થથી ભરેલો છે. એક મનુષ્ય બીજા મનુષ્યને ચાહે છે તે કોઇને કોઇ પ્રકારના સ્વાર્થના હેતુથીજ ચાહે છે. જેનામાં જ્ઞાન, બુદ્ધિ, શક્તિ નથી હોતા એવા નમાલાની બાજુમાં કોઇ ઉભું રહેતું નથી તેથી સદાય ઐશ્વર્ય મેળવવા ઉદ્યોગી રહેવું.

૧૫ યુરોપીઅનો જેમ પોતાના દેશની આબોહવાને માફક આવે તેવા કપડા પહેરે છે અને ભાષા બોલે છે તેમ આપણા હિંદીઓએ પણ આપણા દેશને અનુસરતું વર્તન કરવું ઘટે. વિદેશીઓની વાનર નકલ કરી આપણા દેશના ભાષા પોશાક જે સર્વ રીતે આપણને અનુકૂળ છે તેને ત્યાગી પરદેશી સ્વીકારવા ન ઘટે. એવી રીતે વગર વિચાર્યું અનુકરણ કરવાથી

તો શોભા વધવાને બદલે પોતાને અને દેશને નુકશાન પહોં-ચાડવા સાથે કલંકિત બની પરદેશીઓની હાંસીને પાત્ર થવાય છે.

૬૬ જે કામ કરવું તે પ્રથમ પૂર્ણ વિચાર કરીને શરૂ કરવું. આરંભ કર્યા પછી વિઘ્ન આવતાં અધવચ્ચેથી પડતું મૂકવું નહિ, કદાચ એક બે વખત ઠોકર ખાધી તો તેમાંથી બોધ લઇ હિંમત રાખી દુઃખ સહન કરી પૂર્ણ થાય ત્યાં સુધી ચાલુ રાખવાથી છેવટે તેનુ શુભ ફળ કર્તાને અવશ્ય આવી મળે છે.

૬૭ સત્ય બોલવું, પણ કેટલીક વખત બાધે ભરમે પણ બોલવું પડે છે. કેવળ નગ્ન સત્ય તો ઘણી વખત અસત્યની ગરજ સારી સર્વ સત્યાનાશ વાળે છે, જેમકે કોઇ પારાધી ગાયની હિંસા કરવા તથા નિરાધાર સ્ત્રીની લાજ લૂંટવા માગતો હોય અથવા કોઇ પરદેશી સત્તાવાળો પારકુ દબાવી લોકો ઉપર જુલ્મ ગુજારતો હોય તેવે વખતે ગાયને અને સ્ત્રીને આપણે નજરે જોઇ હોય તોપણ તે અહીં છે, આ તરફ ગઇ છે એમ કહેવામાં ભયંકર હાની—અસત્ય છે. તેવીજ રીતે જુલ્મીના પાપથી લોકોને માહિ-તગાર કરી તેમાંથી મુક્ત થવા—કરવા માટે પણ છૂપી યુક્તિનો આશ્રય લેવો પડે છે. શાસ્ત્રનું કે રાજનીતિનું જ્ઞાન નહિ ધરાવનાર મૂર્ખના મતે તો આ જૂઠાણુંજ થયું; પરંતુ શાસ્ત્ર, રાજનીતિ અને વ્યવહાર તો તેવી યુક્તિનેજ સત્ય કહે છે.

૬૮ પરોપકાર—સેવા કરવી પણ તે પ્રથમ ઘરથીજ શરૂ કરવી જોઇએ. પ્રથમ આપબાપ, પછી કુટુંબ, પછી સ્નેહી સંબંધી અને પછી આપના આશ્રમીના પ્રમાણમાં જ્ઞાતિ, દેશ તથા દુનિયાની સેવા

કરતાં એવું થવું ન જોઇએ કે "ઘરના છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો" અર્થાત્ એવી સેવા કે પરોપકાર એ સેવા પરોપકારજ ન ગણાય પણ એક પ્રકારની બેવકુફાઇ–મુર્ખાઇજ પણુંજ ગણાય. ક્રમવાર સાધનના પ્રમાણમાં દંભ વિના વિચાર પૂર્વક સેવા થાય તો તે કરનારને ખરૂં ફળ આપે છે.

૬૯ ભગવાન ભક્તિના–શુદ્ધ હૃદયના ભાવના ભૂખ્યા છે. તે મોટા આડંબરથી નાચકુદ કર્યે કે ભોગ ભેટ શૃંગાર ધર્યે પ્રસન્ન થતાં નથી પણ વિશુદ્ધ ભાવે–ખરા અંતઃકરણથી પત્ર પુષ્પ અર્પણ થાય તો તે સહસ્ત્રગણું માની પ્રસન્ન થાય છે.

૭૦ અમુક કાર્ય કરતી વખતે બીજા કાર્યોની ડખલતા વચ્ચે ન ઘુસાડતાં જે કામ પ્રથમ હાથ ધરવું તે લક્ષ આપીને પૂર્ણ કર્યા બાદજ બીજુ કામ હાથમાં લેવું, કારણકે તેથી તમામ કામ સ્થિર ચિત્તે એક પછી એક બરાબર થાય છે પરંતુ એક સાથે બધાનો ખીચડો કરવાથી એકેય કામ પૂરૂં સંતોષકારક થતું નથી.

૭૧ શાણા પુરૂષો કહી ગયા છે કે, "બાંધી મુઠી લાખની ઉઘાડી વાહર ખાય" એ સત્ય છે. જે મનુષ્ય મૌનતા અને ગંભીરતા રાખી કામ લે છે તેનું કાર્ય ઝટ માન મરતબા સાથે સફળ થાય છે; પરંતુ જે માણસ પોતાનો તમામ ભેદ ભરમ ખુલ્લો કરી બહુ બોલબોલ કરે છે તે મુર્ખતામાં ખપી કામનો ઓટલો વાળે છે.

૭૨ કોઇની દેખાદેખી કંઇ કરવી નહિ. ભગવાન શંકરે વિષ પીધું માટે આપણે પીવાય નહિ. એક માણસ પોતાના સંજોગ, સ્થિતિ,

બાબદ્રત વિચારી તેને ફાવે તે કરતો હોય તેથી તેનું જોઇ બીજાએ તે પ્રમાણે કરવા લલચાવું નહિ. શુભ વાતનું અનુકરણ કરવું સારૂં છે પણ પોતાની જેટલા પ્રમાણમાં જીરવવાની શક્તિ હોય અને જે પોતાને લાભકારી હોય તેટલુંજ લેવું.

૭૩ સાદો સાત્વિક આહારઃ–રોટલી, દુધ, ઘી, સાકર, મગનીદાળ, પરવળનું શાક, સોંધાલુણ, બદામ, અંજીર, દ્રાક્ષ વગેરે ખોરાક નિયમિત રીતે મહેનતના પ્રમાણમાં ચાવી ચાવીને ખાવાથી તંદુરસ્તી, શક્ત, બુદ્ધિ આદિ શ્રેષ્ટ રહે છે.

૭૪ રાત્રિએ વાળુ કરી સ્વસ્થતાથી બેઠા પછી સંબંધીઓ, મિત્રો સાથે આનંદની વાતચિત કરી મહાભારત, રામાયણ, ભાગવતાદિમાંથી કોઇ ધર્મગ્રંથ હરિકથાના રૂપમાં આપ્તજનો સમક્ષ વાંચી વિચારી સુવાથી મન શાન્તિને પામે છે અને કોઇ પણ જાતની ખલેલ–સ્વપ્ન કુવિચાર વિના શાંત નિદ્રા આવે છે.

૭૫ ઉષ્ણ પ્રદેશમાં સખ્ત ગરમીથી પરસેવો, શરીરમાં ચટપટી, અન્નનું અપાચન તથા કામ કરવામાં પ્રમાદ થાય છે અને નવીન વિચાર સુઝતાં નથી; જ્યારે ઠંડા પ્રદેશમાં નવીન વિચાર કામ કરવાની સ્ફુર્તિ, ખોરાકનું જલદી પાચન થવું–ક્ષુધા લાગવી તથા બિમારી ભાગ્યેજ આવે છે. આટલા લાભ સાથે સખ્ત ઠંડી તો સહેવીજ પડે છે.

૭૬ પાસે હથિયાર રાખવું–હોવું એ મર્દાનગીનું લક્ષણ છે; તેથી આફત વખતે ચોર, લુટારૂં, જીવ જાનવરથી ઉત્તમ રીતે શરીરનું રક્ષણ થાય છે. માટે દરેકે ઘરમાં તથા મુસાફરીમાં ચાકુ, સુડી, છરી, લાકડી, તરવાર, બંદુક, સગવડના પ્રમાણમાં રાખવા.

૭૭ આજકાલ નિશાળ-સ્કુલ, કોલેજમાં માત્ર અક્ષરી જ્ઞાનનું શિક્ષણ મળી શકે છે. નામા ઠામાનું તથા વ્યાપારનું જ્ઞાન તો અનુભવથી જ શીખી લેવાય છે. કોલેજ સ્કુલમાં શીખેલા વિદ્યાર્થીનું નામા ઠામા કે વ્યાપાર વિષયક પરીક્ષામાં પાસ થયાનું સર્ટીફીકેટ નિરર્થક છે કારણ કે તેને તે વિષે વાસ્તવિક જ્ઞાન મળ્યું હોતું નથી.

૭૮ હમણાંની સ્કુલ હાઇસ્કુલોમાં જે વિદ્યા શીખવાય છે તે પ્રજાના લાભ માટે શીખવાતી નથી પરંતુ રાજકર્તા કોમના ઉપયોગ માટે નોકર કલાર્ક ઉત્પન્ન કરવા માટે માત્ર એક પ્રકારનું યંત્ર –કારખાનું ગોઠવ્યું છે. એ કારખાનામાં વિદ્યાર્થીના પરભાષાદ્વારા નકામા વિષયો શીખવામાં કેટલાક વર્ષો તદ્દન ફોગટ વીતવા ઉપરાંત વિષયો તૈયાર કરવાનો અતિશય બોજો આંખ તથા મન શરીરપર પડવાથી આંખો તથા તન મનની શક્તિ–તેજ ક્ષીણ થાય છે, મગજ ખાલી પડી જાય છે, તેમ જે ભાષા શીખવાય છે તે ભાષાવાળાના ધર્મ તથા આચાર વિચારની છાપ કુમળા હૃદયના અજ્ઞાન બાળકોપર પડવાથી ઘણા નાસ્તિક બને છે, માટે સ્કુલ કાલેજોનો મોહ ન રાખવો.

૭૯ શિક્ષણનું ખરૂં સ્વરૂપ તથા હેતુ તો એ છે કે વિદ્યાથી સંસારમાં સુખી થવાય અને ઇશ્વરને ઓળખી શકાય. શહેરની ઉપાધીથી મુક્ત એટલે કે શહેરથી એક બે માઇલના અંતરે શાંત સુંદર અને રમણીય સ્થળમાં સદાચારી વિદ્વાન ધર્મનિષ્ટ શિક્ષકોદ્વારા વિદ્યાર્થીઓને યમ નિયમ પળાવી (માતૃભાષા) હિંદીમાં પ્રાચીન પદ્ધતિએ આશ્રમ વર્ણાશ્રમ ધર્મ અનુસાર

સંસ્કૃત, ધર્મશાસ્ત્ર, હિંદી, ગુજરાતી, સંગીત, આયુર્વેદ, ખેતી, યુદ્ધકળા, રસાયન વિદ્યા, ઇંજીનીયરીંગ, મશીનરીંગ, ઇલે-કટ્રીક, આગબોટ બનાવવાનું વનસ્પતિ વિદ્યા, વણાટકામ, શોધખોળ કરવાની પદ્ધતિ, ગૌ રક્ષા, વેપાર વાણિજ્ય, અર્થ-શાસ્ત્ર, ગણિત, ભૂગોળ, ઇતિહાસ વગેરે ઉપયોગી વિષયો શિખવવામાં આવતાં હોય તો તે વિદ્યા કહેવાય. આ રીતે સંપૂર્ણ નહિ તોપણ થોડે ઘણે અંશે હરિદ્વાર ઋષિકુળ બ્રહ્મચર્યા-શ્રમમાં તથા કાશી હિંદુ વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ આપવાની વ્યવસ્થા ચાલે છે.

૮૦ હમેશા આવકના પ્રમાણમાં ઓછું ખર્ચ કરવું. આવકથી વધારે ખર્ચ કરનારને દુઃખી થઇ પસ્તાવું પડે છે. ઘરખર્ચ કરતાં જે કમાણી વધે તે સંગ્રહી રાખવાથી સારા માઠા પ્રસંગમાં બહુ કામ આવે છે.

૮૧ જ્યાં સુધી સંસારમાં આસક્તિ હોય ત્યાં સુધી કોઇ પણ સ્થળે જવાથી પ્રભુ પ્રાપ્તિ થતી નથી. આસક્તિ, નિષ્કામ કર્મ કરવાથી છૂટે છે. સકામ કર્મ કરતાં કરતાં ધર્મ ધ્યાનમાં પ્રીતિ રાખતાં નિષ્કામ કર્મી થવાય છે.

૮૨ જીંદગીનો હેતુ વિચારી નક્કી કરી તે હેતુને અવલંબી કામ કરવામાં આવે તો અતિ આનંદ અને ઉત્સાહ રહેવા સાથે મનુષ્ય જીંદગીનું સાર્થક સરળતાથી કરી શકાય છે. જેમકેઃ ખંત હિંમત રાખી બુદ્ધિપૂર્વક વેપાર ઉદ્યોગ સદ્ગુણ જ્ઞાન અને લાયકાતમાં વધારો કરતાં થકી ઉદ્યમ ચાલુ રાખતા અમુક દ્રવ્ય

અમુક વર્ષની ઉમ્મરે મળે એટલે સંસારથી વિરામ પામી ભગવદ્ ભક્તિ અને આત્મજ્ઞાનદ્વારા પ્રભુ સાક્ષાત્કાર કરવાનો દૃઢ સંકલ્પ કરવો.

૮૩ કોઇ દિવસ એવી કલ્પના કરવી નહિ કે હું આ દેશમાં જન્મ્યો છું, માટે શક્તિહીન હોઇ મહાન્ કાર્ય કરવા અશક્ત છું અને યુરોપીઅનો યુરોપમાં જન્મ્યા છે માટે મહા શક્તિધારી દેવના દીકરા છે તેથી તેઓ ધારે તે કરી શકે છે. આવી માન્યતા ભૂલભરેલી હોઇ દુર્ગતિએ પહોંચાડનારી છે. આપણે તો હિંદુસ્થાન જેવા પવિત્ર દયાળુ અને જીવન ઉપયોગી તમામ વસ્તુ ઉત્પન્ન કરનારા કલ્પવૃક્ષ જેવા દેશમાં, હિદુ જેવી શ્રેષ્ટ જાતિ અને ધર્મમાં ઉત્પન્ન થવા માટે મગરૂર થવાનું છે. જે પ્રમાણે યુરોપીયનો એક કામ પસંદ કરી તેને સિદ્ધ કરવા માટે તનતોડ મંડયા રહે છે-ઘરબાર દેશ દુનિયાનું કે ભૂખ તરસ ઉંઘ ઉજાગરાનું ભાન નથી રાખતાં તે પ્રમાણે આપણે (હિંદીઓ) પણ પ્રયત્ન દૃઢતાપૂર્વક કરીએ તો તેઓ જેમ બલુન તાર ટેલીફાન, વિજળી, ગ્રામોફોન, મોટર રેલવે વગેરે હુનર શોધી શક્યા છે તેમ શોધી શકીએ, એ નિઃસંદેહ વાત છે. અલબત હાલમાં તેઓને તેમની સરકાર તથા જાતિ ભાઇઓની સહાયતાનો લાભ મળે છે પરંતુ જ્યારે તેઓએ પ્રથમ શરૂઆત કરી નવી શોધો કરવા માંડી ત્યારે કોણે સહાય આપી હતી! અર્થાત્ કોઇએ નહિ પણ આપબળ વડેજ ફાવ્યા હતા. જે પુરૂષ આપબળ વડે શુભ પ્રયત્ન શરૂ કરે છે તેને પરમેશ્વરજ મદદ કરે છે. કેટલા શોક અને દુર્દૈવની વાત છે કે અત્યારે

આપણા હિંદીઓ યુરોપીઅનોની હુન્નર કળા વેપારમાં કરવી ઘટતી નકલ ન કરતાં જે આચરણ તેઓના દુષણ રૂપે ગણાય છે, તે સંસારી રીત રિવાજ, ખાનપાન, મોજશોખ તથા પોશાક વગેરે અનિષ્ટકારક રીતભાતની વાનર નકલ કરવામાં રોકાયા છે.

૮૪ વેદશાસ્ત્ર પુરાણોનાામંત્ર શ્લોકો કેવળ મુખપાઠ કરવાથી આત્મ-જ્ઞાન થતું નથી, પણ શ્રવણ—અભ્યાસ કર્યાબાદ મનન કરવું જોઇએ અને મનન બાદ નિદિધ્યાસન—ચારિત્રમાં ઉતાર્યું હોય તોજ સત્યજ્ઞાન પ્રગટ થાય છે. નહિંતર મુખપાઠીના જ્ઞાનનો ઉદર નિર્વાહાર્થે કથા વાંચવામાં કે નોકરી કરવામાંજ ઉપયોગ થાય છે

૮૫ " કાજીજી કયું દુબલે કે સારા શહેરકી ફિકર " જેવું ન રાખવું દુનિયા પાપ પાખંડથી ડુબી છે અને દિન પ્રતિદિન વધારે ડુબતી જાય છે, તેને સુધારવા માટે એકદમ ચિંતાતુર ન થવું. પ્રભુજ તેને સુધારવા સમર્થ છે. એટલું ખરૂં છે કે પોતે પોતાથી બને તેટલું લોકશ્રેયનું કામ કરતા રહેવું. બાકી તો ઇશ્વરને સોંપી પોતાની જાતને દોષમાંથી બચાવવા સાવધાન રહેવું

૮૬ પૃથ્વીપર એશિયા, અમેરિકા, અને આફ્રિકા એ ચાર ખંડ છે, જેમાં નાના મોટા અસંખ્ય દેશ છે. દુનિયાની કુલ વસ્તિ એક અબજ અને સીતેર કરોડ માણસની છે. તેમાં હિંદુસ્થાન ચીન, જાપાન, અમેરીકા, ઈંગ્લાંડ, જરમની, ફ્રાન્સ, રૂશિયા, ઓસ્ટ્રીઆ હંગેરી, ઇટાલી, ટર્કી છે પરંતુ તે સર્વ દેશોમાં હિંદુસ્થાન સૌથી શ્રેષ્ટ દેશ છે, કારણ કે હિંદની ભૂમિ ફળદ્રુપ, આબોહવા સમશિતોષ્ણ, પ્રજા દયાળુ ધર્મિષ્ઠ તથા માયાળુ છે. હિંદમાં મનુષ્ય બે પૈસામાં ચણા મમરા ફાકી ધર્મશાળામાં પડયો

રહી શકે છે જ્યારે બીજા દેશોમાં જમીન શુષ્ક હોય કોલસા અને લોઢું પેદા કરનારી, આબોહવા અત્યંત ઠંડી તથા લોકો નિર્દયી સ્વાર્થી શઠ છે. બે રૂપિયા રોજના ખર્ચવા છતાં પણ મનુષ્યને ખાવાપીવા તથા સુવાનું સાધન ત્યાં મળી શકતું નથી.

૮૭ તીર્થયાત્રાના ચાર ધામમાં:—જગન્નાથ, દ્વારકા, રામેશ્વર બદ્રીનાથ છે. સાતપુરીમાં: મથુરા, કાશી, કાંચી, અવંતિકા, (ઉજ્જેન) દ્વારામતિ, અયોધ્યા અને હરિદ્વાર. તીર્થરાજમાં: પ્રયાગ તથા પુષ્કર. પવિત્ર નદીઓમાં: ગંગા, યમુના, સરસ્વતી નર્મદા, કાવેરી, અલકનંદા, મંદાકિની, ગોદાવરી તુંગભદ્રા વગેરે. શિવ ધામોમાં: કૈલાસ, અમરનાથ, પશુપતિનાથ, અને કેદારનાથ. મોટા શહેરોમા: મુંબઇ, કલકત્તા, મદ્રાસ, કોલંબો, દિલ્હી, લાહોર, કરાંચી, નાગપુર, રંગુન વિગેરે છે. તે સૌમાં વાનપ્રસ્થ કિંવા પ્રભુપરાયણ જીંદગી ગાળવાને માટે સૌથી પસંદ કરવા લાયક સ્થાન તો કાશીજ છે કારણ કે હજુય ત્યાં શાંતિ જ્ઞાન અને વાનપ્રસ્થાવસ્થાને લગતાં સાધન ઉપલબ્ધ થઇ શકે છે.

૮૮ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, ચંદ્ર, યમ, ઈંદ્ર અગ્નિ, વરૂણ, વાયુ, ગણેશ, લક્ષ્મી, સરસ્વતી, કાળી, હનુમાનાદિ દેવોમાં સૌથી મહાન્ અને સૌનો સ્રષ્ટા પાલક પોષક તથા રક્ષક સાત્વિક દેવ એક શ્રી વિષ્ણુભગવાન—શ્રીકૃષ્ણ પરમાત્મા જ છે, માટે સદાકાળ તેને શરણે રહી આરાધના કરવાથી પરમશ્રેય પ્રાપ્ત થવા ઉપરાંત યોગ અને ક્ષેમની પણ રક્ષા થાય છે.

૮૯ ઉદય અને અસ્ત, ચડતી અને પડતી, સુખ અને દુઃખ, તડકો અને છાયો આવવો જવો એ એક ઇશ્વરી ક્રમ છે. એ ક્રમમાં પસાર થતાં કોઇએ હર્ષ કે વિષાદ લાવવો નહિ. કારણકે સર્વદા એક પ્રકારનો સમય ક્યાંય રહેતો નથી.

૯૦ કોઇના આશ્રયે જીવવું કિંવા ભીખ માગીને નિર્વાહ ચલાવવો એ મરણ કરતાં બેજ છે. થોડું પણ સ્વાશ્રયે મેળવી તેટલાથી પોતાનો નિભાવ કરવો એમાંજ પરમ સંતોષ અને ભૂષણ છે.

૯૧ મનુષ્ય જ્યારે ગરીબાઇમાં હોય છે ત્યારે સદ્‌ગુણી, પરોપકારી અને પ્રભુભકત હોય છે. એ વખતે તે એમ વિચારે છે કે પૈસાદાર–સાધન સંપન્ન થાઉં તો ઘણું વધારે મ્હોટું પુણ્યનું કામ કરી શકું પરંતુ દૈવયોગે તેજ માણસ શ્રીમંત થયા પછી તેનાથી પરમાર્થ થવો મુશ્કેલ બને છે, ઉલટો તે અહંકારી બની મોજશોખ, લોભ લાલચ કે પાપમાં પડી જાય છે.

૯૨ નવરાત્રી, દિવાળી હોળી તથા ગણપતિ ઉત્સવ, શિવાજી, પ્રતાપ, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય જેવા દેશોદ્ધારક પુરૂષોની જયન્તિઓ ઉજવવામાં તથા જુની કસરતો દાખલ કરી ચાલુ રાખવાથી પ્રજામાં ધર્મ જાગ્રતિ તથા શૌર્યવીર્યનો ભાવ પેદા થાય છે માટે તેને ઉજવવામાં સંકોચ ન કરવો.

૯૩ સરસ્વતી (વિદ્યા), લક્ષ્મી (દ્રવ્ય) અને દુર્ગા (શક્તિ) એ ત્રણેયનો સમાગમ એકજ સ્થળે થવો દુર્લભ છે, પણ જો કદાચ થાય તો તે મનુષ્ય દેવતાઇ કામ કરી શકે. એ ત્રણેયનો એકત્ર

થાય તો બહુધા ઇશ્વરી અવતારોમાંજ હોય છે માટે તેની રાહ જોઇ બેસી રહેવું નહિ પણ સ્થિતિ સંજોગ અનુસાર કર્તવ્યનું પરિપાલન કરતાં રહેવું.

૯૪ સ્નેહી સંબંધીમાંથી કોઈ બિમાર પડી મૃત્યુ પામવાની અણી-પર હોય ત્યારે ગભરાઇ જઇ રોકકળ કે હાયવોય કરવા મંડી જવું નહિ પરંતુ રોગીને દવાથી, દિલાસાથી તથા પ્રભુસ્મરણ કરાવી આશ્વાસન આપવું. તેમ છતાં દર્દી જો મૃત્યુ પામે તો ધમપછાડા મારવા કરતાં તેના આત્માની સદ્‌ગતિ થાય તેવી ક્રિયા કરવી.

૯૫ જેનાપર સાચો પ્રેમ હોય તે માત્ર ગમત કરવામાં કે ખાવા ખવરાવવામાંજ વ્યક્ત કરવાથી સાચો ઠરતો નથી પરંતુ તેનું (સ્નેહીનું) શ્રેયસ્ કેમ થાય! તેની કીર્તિ સદ્‌ગુણ જ્ઞાન કેમ વધે? તે આફતમાં આવી પડ્યો હોય તો તેમાંથી તે મુક્ત શી રીતે થાય! એ વગેરે બાબતપર વિચાર કરી માર્ગ યોજી દેવામાંજ ખરી પ્રીતિ પૂરવાર થાય છે.

૯૬ સુખી હાલતમાં વસ્ત્ર, ઘરેણું દાગીનો, રહેવાનું મકાન, વાસણો તથા હમેશના ઉપયોગની ચીજ વસ્તુઓ વસાવી લેવી કારણ કે "થયું તે થયું અને રહ્યું તે રહ્યું" એ મુજબ તંગીમાં કાંઇ બનતું નથી પણ તે વખતે જે કરેલું હોય છે તે કામ આવે છે.

૯૭ શાસ્ત્રો અને જ્ઞાની પુરૂષો કહે છે કે એક "મન"જ બંધ અને મોક્ષનું કારણ છે. મનુષ્ય મન થકી જેવી કલ્પના કરે છે તેવો તે બને છે આ વિવિધ રીતે ભાસતી સૃષ્ટિ પણ મનના

સંકલ્પ વિકલ્પનું પરિણામ છે, માટે પોતાને જેવા થવું હોય અને જેમાં જ્ઞાની પુરૂષોએ પરમ સુખ માન્યું હોય તેવું થવા તે પ્રકારે મનની ગતિ બનાવવી.

૯૮ આહાર, નિદ્રા, ભય અને મૈથુન, વધાર્યાં વધે છે અને ઘટાડ્યા ઘટે છે માટે ડાહ્યા પુરુષે તેનું યોગ્ય પ્રમાણમાં સેવન કરવું, અર્થાત્ કોઇ પણ વિષયમાં અતિપણું ન કરવું, અતિને હમેશા વર્જીત કરવું.

૯૯ આ વિષમ કલિકાલમાં મનુષ્ય શક્તિ ઘણી ઘટી ગઇ છે એવા સમયે તપ યોગ આચરવા મુશ્કેલ છે. આથીજ શાસ્ત્રકારો સરળ ઉપાય બતાવી ગયા છે કે મનુષ્યે કલિયુગમાં જપ અને સુપાત્ર જોઇ દાન કરવું માટે આત્મ ઉત્કર્ષ ઇચ્છનારે સર્વદા હરિ નામનો જપ અને અન્ન વસ્ત્ર વિદ્યાનું દાન કરતા રહેવું.

૧૦૦ સીલાન મલાયા ટાપુના સમુદ્રમાં અંબર અને નેપાલના બરફવાળા પર્વતો નીચે કસ્તુરી મૃગના ડુંટમાં કસ્તુરી થાય છે; તે બન્ને અમૂલ્ય વસ્તુ છે, કેટલીક વખત તો મરતાને પ્રાણ સુદ્ધાં થોડો વખત ધારણ કરાવી રાખે છે.

૧૦૧ ઉત્તમ પુરૂષ કે વસ્તુ સદાય શ્રેષ્ઠ સ્થળમાં પાકે છે પરંતુ પૂર્વના યોગે કેટલીક વખત સાધારણ અને હલકા જણાતા સ્થળમાં પણ સુક્ષ્મરીતે તપાસતાં રત્ન જોવામાં આવે છે; માટે પરીક્ષા કર્યા વિના કોઇને કદિ નકારી ન કાઢવું.



# તત્ત્વામૃત

અથવા

# દેશ વિદેશની આંતરિક અવનવી ઘટનાનો

# જાતિય અનુભવ.

---

**લેખક—નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

આ પુસ્તકમાં દેશ વિદેશનો મનોહર વૃત્તાંત, કુદરતી સૌંદર્ય, રીતિનીતિ, રહેણી કરણી, હુનર ઉદ્યોગ વગેરે સ્વાનુભવની બાબતોને એવી રીતે યોજવામાં આવી છે કે તે વાંચવાથી મનુષ્યની શારીરિક, માનસિક આત્મિક શક્તિઓનો વિકાસ થવા સાથે પોતાની, જાતની ધર્મની તથા દેશની સ્થિતિનું યથાર્થ જ્ઞાન મેળવી ઉન્નતિના ઉપાય કરી શકે. મહત્વાકાંક્ષી અથવા દેશોદ્ધાર ચાહનાર વ્યક્તિને જગતની અંદર ક્યાં ક્યાં વિંટમણા કે સિદ્ધિ, સત્ય કે દંભ, રક્ષણ કે ઘાત થાય છે તેની માહિતી ઘેર બેઠા મળવા ઉપરાંત જીંદગીનું સાર્થક કરી શકે એવા જાતિ અનુભવના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે જે નીચેની સૂચી વાંચવાથી સમજાશે. અગાઉથી નામ નોંધાવી ગ્રાહક થનારને માટે પુસ્તકની કિંમત રૂ. ૧ાા છે. પાછળથી રૂ. ૨ પડશે.

## વિષય સૂચી.

સત્યાગ્રહ અને સ્વરાજ્ય પ્રવૃત્તિ
વ્યાપારી જીવન
કોંગ્રેસ અને હાલના નેતાઓ
સનાતન ધર્મ
ધર્મની સ્થિતિ આચાર્યો અને હિંદુ પ્રજા
શ્રીયુત ન. પુ. સંઘવી
હિંદુ લોજો અને હોટલો
યુગનું પ્રાબલ્ય અને નિષ્ફળતા
પુનઃ તપશ્ચર્યા પ્રયાણ
હરિદ્વાર સનાતનધર્મ ઋષિકુલ
હિમાલયની અપૂર્વ શોભા, ગહનતા અને વિકટતા
તપ આરંભ શિથિલતા અને તેના કારણો
બિમારી અને ચિકિત્સા
શ્રીયુત ર. વ. પટવારી
બિહાર પ્રાંત
શ્રીનાથજીની ઝાંખી અને વૈભવ
દેશી રાજ્યો અને તેની પ્રજા.
સુદામાપુરીમાં છપનભોગ
બાબુ અરવિંદ ઘોષ
ત્રિપતિ બાલાજી
અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાની પરાકાષ્ઠા
વર્તમાન પત્રકારો અને વણિકો
બનાવટી શંકરાચાર્ય
દેશની દુર્દશા અને વ્યથા
પુનઃ ઉદ્યોગ
વીર વિક્રમની અવન્તિકા
ગિરિરાજ ગોવર્ધન
કાશી વિશ્વનાથ ગંગા
ભારત ધર્મ મહામંડલ
હિંદુ વિશ્વ વિદ્યાલય
તીર્થસ્થળો પંડ્યા, ધર્મશાળા અને શાસ્ત્રીવર્ગ
નેપાલ

પુસ્તક મળવાનું ઠેકાણું:—

**નારણજી પુરૃષોત્તમ સાંગાણી.**

બાહના બીલ્ડીંગ—ભીંડી બજાર,

મુંબઈ.

# જ્ઞાતિ ઉન્નતિની એક યોજના.

આપણા હિંદુઓમાં બ્રાહ્મણ વાણિયા લુવાણા ભાટીયા ર૪' વગેરે અનેક જ્ઞાતિઓ અને તેની પેટા જ્ઞાતિઓ હિંદુ સંસાર અસ્તિત્વ ધરાવે છે. કાળબળે આ સૌ જ્ઞાતિઓ અત્યંત અધોગતિ પામી છે. વ્યવહાર અને ધર્મશાસ્ત્રો બન્ને કહે છે કે જ્ઞાતિઓ પરં ઉપયોગી છે પરંતુ કેટલાક ક્ષુલ્લક બુદ્ધિના માણસોનું એમ પણ કહેવું થાય છે કે જ્ઞાતિઓએ હિંદુઓનું પતન કર્યું છે. આમાં વાસ્તવિક હકિકત શું છે અને તેને ( જ્ઞાતિને ) એ સ્થિતિએ પહોંચવા ઉપાય કયો છે, તે જાણી તદનુસાર જ્ઞાતિઓની ઉન્નતિ કરવાના સચોટ ઉપાયોનું આબેહુબ વર્ણન આ લઘુ પુસ્તકમાં કરવામાં આવેલું છે કિંમત રૂ. ૦—૪—૦

---

હિમાલયની યાત્રા... ... ... ...કિં.

આત્મોત્કર્ષ. ... ... ... ...કિં.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

**નારણજી પુરુષોત્તમ સાંગાણી**

ચાંદના ભીંડીબજાર ઓલી બજાર મું....